કેવા વિધવિધ. નાળિયેરી ને ચાંપો, આસોપાલવ ને આંબો, જાંબુ ને ચીકું; સુંદર ! સુંદર !....

ગોપાળ : અરે, તમે હજુ બહાર જ કે ?

રાધાબહેન : આવો પ્રભુભાઈ, ઘણા વરસો પછી તમારાં દર્શન થાય છે, જાણે ઉમરડાનું ફૂલ !

પ્રભુ : જય જય રાધાભાભી ! ઓળખાણ તો ઠીક રાખી લાગે છે !

રાધા : એમ કેમ બોલો છો, પ્રભુભાઈ ! તમારી ઓળખાણ શું વીસરી શકાય ? આટઆટલા વરસો આપણે એકબીજામાં ભળીને રહ્યા, તે શું તમને હું ભૂલી જાઉં ?

પ્રભુ : ના ના, હું આમસ્તું બોલ્યો, ભાભી ! બધા છોકરા લોક કયાં છે ?

રાધા : અહીં જ કહીં હશે....એ આવ્યા.

ગોપાળ : છોકરાઓને ગુજરાતી નથી આવડતી....मुलांनो, काकांच्या पाया पडा. हे आपले काका आहेत बरं का. જુઓ પ્રભુભાઈ, એ છે મારો વચલો દીકરો, સુરેશ, ને આ નાની દીકરી વંદના.

પ્રભુ : વારુ, વારુ મારા આશીર્વાદ છે, બાળકો. પણ ગોપાળરાવભાઈ, તમારો મોટો દીકરો....શું એનું નામ ?

રાધા : નરેન્દ્ર !

પ્રભુ : હા, નરેન્દ્ર. આપણે અમદાબાદ હતા ત્યારે તે, મને લાગે છે, ત્રણ કે ચાર વરસનો હશે.

ગોપાળ : હાસ્તો. અમે અમદાબાદ છોડયું ત્યારે તે ચાર વરસનો હતો. અત્યારે તેને ઓગણીસમું બેઠું છે. કૉલેજમાં બી. એ. જૂનિઅરમાં ભણે છે.

પ્રભુ : ઠીક ઠીક. અને આ સુરેશ ને આ વંદના ? તેઓ કયા વર્ગમાં છે ?

રાધા : સુરેશ છે અત્યારે નવમા વર્ગમાં ને વંદના છે સાતમા વર્ગમાં. પ્રભુભાઈ, તમારી રજા લઈને હું જરા રસોડામાં જાઉં છું.

પ્રભુ : ખુશીથી જાઓને. તમે નહિ જશો તો બપોર કેવી રીતે સધાય ! છોકરાઓ, તમે પણ સુખેથી રમવા ચાલ્યા જાઓ, હાં ! ગોપાળરાવ,

હવે મને કહો, અમદાબાદથી આવ્યા પછી તમે કેવી રીતે આ ઘર વસાવ્યું ? ઘર તો તમારું પોતાનું જ લાગે છે.

ગોપાળ : હા, પ્રભુભાઈ, તમારો તર્ક સાચો છે. ઘર તો આપણું જ છે. ચાલો હું તમને આખું બતાવું....સુરેશ, આ શું લાવ્યો ? સરબત. વારું લો, પ્રભુભાઈ આ તમારા માટે છે. તમે ચા લેતા ન હતા તેની એને યાદ છે.

પ્રભુ : (શરબત પીધા પછી) ચાલો.

ગોપાળ : આ આપણે બેઠા છીએ ને તે બેઠકનો ઓરડો....

પ્રભુ : ઠીક વિસ્તારવાળો લાગે છે; દીવાનખાનું જ કહી શકાય.

ગોપાળ : એની પછવાડે આ છે સૂવાનો ઓરડો ને આ તરફ છે તે ગ્રંથાલયનો ઓરડો. હું લખવા કરવા અહીં જ બેસું છું.

પ્રભુ : ઓરડો સારો છે, હવા-અજવાળું ને શાંતિ પણ. અહીં તો પુસ્તકોનું જ સામ્રાજ્ય લાગે છે. તમે શું લેખન ઉપર ચલાવો છો કે ?

ગોપાળ : હાં, થોડું ઘણું તેમ જ. અમદાબાદથી આવ્યા પછી હું એક હાયસ્કુલમાં શિક્ષક હતો. ત્યાં ૭–૮ વરસ સુધી નોકરી કીધી, તે જ અરસામાં મરાઠી સાપ્તાહિકોમાં, ને માસિકોમાં મારી વાર્તાઓ ને લેખ છપાતા ને મારો ભાવ વધવા લાગ્યો. આજે હું લેખક તરીકે અહીં પંકાયેલો છું એમ કહી શકાય. એટલે લખાણ ઉપર ગુજરાન ચલાવી શકાય એવી મારી સ્થિતિ અત્યારે છે. મારા પુસ્તકોએ જ મને ઘર બાંધવામાં સારી મદદ આપી એમ કહેવાય.

પ્રભુ : એમ ! ત્યારે તમે સાહિત્યિક છો કેમ ?

ગોપાળ : આ જુઓ, આ પાસેની નાની ઓરડી. અટારોપટારો બધો એમાં ગોઠવી દીધો છે. એટલે બાકીના ખંડમાં રોજના ઉપયોગવગરનું કશું પડ્યું નહિ રહે.

પ્રભુ : આ કલ્પના સરસ છે હો ! અહીં તો સામાન પણ આમતેમ વિખરાયેલો નથી લાગતો; ઠીક ગોઠવી દીધો છે.

ગોપાળ : તમારી ભાભીની આ દૂરંદેશી છે. હવે આપણે રસોડા પાસે આવ્યા. આ એમનો—કે કહો સ્ત્રીઓનો—બેસવાઉઠવાનો ઓરડો, અને આ રહ્યું રસોડું.

પ્રભુ : રસોડાનો ઓરડો પણ સ્વચ્છ, સુઘડ ને ઠીક ઠીક પ્રમાણમાં મોટો છે. એટલે જ જમવાની મેજ રાખી છતાં અગવડ જેવું અહીં કંઈ લાગતું નથી.

ગોપાળ : ઘરની પછવાડે આ એક નાહવાની ઓરડી ને બે સંડાસ એવી વ્યવસ્થા છે. બહાર ચારે તરફ બગીચો કરવાનો કંઈક પ્રયાસ કર્યો છે.

પ્રભુ : પ્રયાસ શું? સુંદર ફૂલ ને ફળઝાડો વાવ્યાં છે, પપૈયા છે, જામફળી ને ચીકુ ને કેળો છે. સુંદર સુંદર ક્યારીઓમાંથી સરસ ગુચ્છો ડોકિયું ઉપર કરે છે. જાણે સરસ ચિત્ર જ આલેખ્યું હોય ને!

ગોપાળ : તે પણ ઘણું ખરું તમારી ભાભીનું જ કરતૂક હોં.

## पाठ ३ — चौकशी (પૂછપરછ), भाग १

મુસાફર : અહીંથી નેહરુ પાર્ક કેટલે દૂર છે, ભાઈ?

જવાબ : લગભગ અઢી માઈલ હશે.

મુસા૦ : અત્યારે કેટલા વાગ્યા છે?

જવાબ : સાડાચાર ને ઉપર દસ મિનિટ થયાં છે.

મુસા૦ : અહીંથી પાર્ક કેવી રીતે જવાય?

જવાબ : આમ સીધું જઈને પછી જમણી બાજુએ જે રસ્તો જાય છે તે પાર્ક તરફ જ લઈ જશે.

મુસા૦ : મુંબઈ જતી રેલગાડીઓ કેટલી છે?

જવાબ : સવારથી રાતસુધી દસેક ગાડીઓ છે.

મુસા૦ : પાર્કથી સ્ટેશન જવાને માટે ત્યાં કંઈ વાહન મળે છે ખરું?

જવાબ : હા. ત્યાં ઑટોરિક્ષા, ટૅક્સી, ટાંગો ગમે તે મળી શકશે. બસગાડી પણ પાર્કથી જરા દૂર થઈને સ્ટેશને જાય છે.

મુસા૦ : એમ કે? અહીં સારી ગુજરાતી વીશી છે કે?

જવાબ : હા. તમારે જરા પાછા વળવું પડશે એટલે 'આર્યનિવાસ' કરીને એક ગુજરાતી વીશી તમને મળશે.

મુસા૦ : કેટલે દૂર જવું પડશે?

જવાબ : અડધો એક માઈલ.

મુસા૦ : ત્યારે પાછળ જવા કરતાં આગળ જવું સારું. આગળ પાર્કના રસ્તાપર કોઈ બીજી વીશી આવે છે?

જવાબ : ત્યાં વીશી તો નથી પણ હૉટેલ કે રેસ્તોરાં છે.

મુસા૦ : ઓ રિક્શાવાળા, મારે નેહરુ પાર્ક જવું છે, શું લેશો?

જવાબ : તમે જ સમજીને આપો ને.

મુસા૦ : ના ભાઈ ના, તેમ નહિ. તમે કહી દેજો.

જવાબ : તો દોઢ રુપિયો લઈશ, સાહેબ.

મુસા૦ : શું આ રિક્શાવાળો ઠીક કહે છે? તમે તો કહ્યું હતું કે પાર્ક અહીંથી અઢી માઈલ છે, ખરું ને?

જવાબ : હા, દોઢ રુપિયો આપવામાં વાંધો નથી.

મુસા૦ : ઠીક, જય જય, ભાઈ તમારો આભારી છું. રિક્શાવાળા, મને ઠેઠ નેહરુ પાર્કમાં પહોંચાડી દો.

રિક્શાવાળો : આ પાર્ક આવી ગયું, સાહેબ.

મુસા૦ : ઠીક, આ લ્યો તમારા દામ.

ભેળવાળો : સાહેબ, કોરી ભેળ, મસાલાવાળી ભેળ, મમરા, ભૂંજેલી મગફળી, ચણેચટપટે કંઈ લેશો?

મુસા૦ : હા, ભૂંજેલી મગફળી આપો ચાર આનાની. મમરા શું ભાવ વેચો છો?

ભેળવાળો : દસ પૈસા માપ છે, સાહેબ.

મુસા૦ : આટલું માપ ને દસ પૈસા? અહીં સારી વીશી છે કે?

ભેળવાળો : વીશી તો નથી, સાહેબ, પણ ચાની હૉટેલ છે.

મુસા૦ : વારુ! હવે ખૂબ ભમી લીધું. ભૂખ તો ઘણી લાગી છે. સ્ટેશને જ જાઉં ને જમી લઉં. અહીં રિક્શા કે ટેક્સી દેખાતી નથી. ઓ ટાંગાવાળા, સ્ટેશને જવું છે, શું લેશો?

ટાંગાવાળો : દોઢ રૂપિયો સાબ.

મુસા૦ : દોઢ રૂપિયો? સ્ટેશન કેટલે દૂર છે, ભાઈ?

ટાંગાવાળો : લગભગ બે માઇલ છે, સાબ.

મુસા૦ : તો રૂપિયા આપું ?

ટાંગાવાળો : રૂપિયાથી શું થવાનું હતું, સા'બ ? ઘોડાનું પણ પેટ ન ભરે તો અમારું શું ? પણ ચાલો, સવા રૂપિયો આપો સાબ, આરામથી સ્ટેશને લઈ જઈશ. મારો ટાંગો તો જુઓ !

મુસા૦ : ચાલો. અત્યારે કેટલા વાગ્યા હશે ?

ટાંગાવાળો : જુઓ, તે સામેની દુકાનમાં ઘડિયાળ દેખાય છે. સવા છ થયા લાગે છે.

મુસા૦ : તો હવે મુંબઈ જતી કઈ ગાડી મળશે ?

ટાંગાવાળો : હવે, સાબ, મુંબઈ જવાને માટે પોણા સાતની તરતની ગાડી છે.

મુસા૦ : પોણા સાત ? મારા બાપ, તો જલદી કરવી પડશે. વીસ મિનિટમાં તમે મને સ્ટેશને પહોંચાડી દેશો ?

ટાંગાવાળો : હા હા, કેમ નહિ, આ મારો ઘોડો એટલે ફોર્ડ મોટર માનો, સા'બ. જલદી બેસો. ચાલ રે ફકડ્યા.

## पाठ ४—चौकशी (पूछपरछ), भाग २

મહેમાન : સમારંભ પૂરો થયો છે, હવે આગળનો કાર્યક્રમ હાથમાં લેવા તમારી રજા મળશે ને ?

ઘરવાળા યજમાન : હા, ખુશીથી. શું છે બોલો તમારો હવે પછીનો કાર્યક્રમ ?

મહેમાન : મારે આ પૂના શહેર આખું જોવું છે—અહીંનું બજાર પણ. મારી પાસે બે દિવસ બાકી છે. તેટલામાં જેટલું જોઈ શકાય તેટલું જોઈ લેવું છે. તો કહો શું શું જોવા જેવું અહીં છે તે.

યજમાન : જોવા જેવું તો ઘણું છે ને તે બે દિવસોમાં આટોપી શકાય એમ નથી. હવે જુઓ ને, તમને કહું—પર્વતી છે, હનુમાન ટેકરી એટલે જ્યાં નામદાર ગોખલેએ આમરણ દેશસેવાની પ્રતિજ્ઞા લીધી તે સ્થાન છે, સિંદિયાની છત્રી, પાર્કો જોવાં હોય તો બે ત્રણ પાર્કો છે,

મોટા બાગો—એટલે કે એમ્પ્રેસ ગાર્ડન, બોટેનિકલ ગાર્ડન જેવા છે, પેશવાનો 'શનિવાર વાડા' કરીને ઐતિહાસિક ઠેકાણું છે, આગાખાન મહાલની અંદર કસ્તુરબા ગાંધી ને મહાદેવ દેસાઈની સમાધિઓ, એવાં એવાં ઘણાં સ્થાનો છે. પણ એવી યાદી કરવાની જરૂર નથી, તમારા જેવા મહેમાનો માટે અમારી મહાનગરપાલિકાએ એક ખાસ વ્યવસ્થા કરી છે—બસગાડીની. એને વડે આરામથી મુખ્ય મુખ્ય ઠેકાણોને તમે મળી ને જોઈ શકો છો. તે બસગાડીનું નામ જ 'આરામ ગાડી' છે.

મહેમાન : એ આરામ ગાડી કયાંથી ને કયારે નીકળે છે?

યજમાન : ડેક્કન જિમખાના બસસ્ટેશન છે ત્યાંથી તે સવારે ને સાંજે એમ બે વખત નીકળે છે ને બધું બતાવી કરીને બે કલાકમાં પાછું ત્યાં જ લાવી મૂકે છે.

મહેમાન : સારું, આ ગાડીનો હું જરૂર લાભ લઈશ.

યજમાન : ના, પણ એટલાથી પૂરું નહિ થાય. પૂના આવી તમે અહીંની કેટલીક સંસ્થાઓની ભેટે નહિ જશો તો ખોશો. અહિંયા એટલી બધી શૈક્ષણિક સંસ્થાઓ છે કે બે દિવસ તો એમને જોવાને પણ પૂરા નહિ પડે. જુઓ, ભારત ઇતિહાસ સંશોધન મંડળ છે, પૂના વિદ્યાપીઠ છે, ફર્ગસન કૉલેજનું નામ તો તમે સાંભળ્યું જ હશે જેમાં નામદાર ગોખલે, આગરકર ને લોકમાન્ય તિલક જેવા આપણા નેતાઓ એક વખતે આચાર્ય હતા તે, તેનું ગ્રંથાલય તો ખાસ જોવા જેવું છે હોં, પછી ગોખલેએ સ્થાપેલી સર્વન્ટ્સ ઑફ્ ઇંડિયા સોસાયટી ને ત્યાંનું મોટું અર્થશાસ્ત્ર-રાજ્યશાસ્ત્રના ગ્રંથોનું ભંડાર, ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિર, કર્વેનગરમાં ભારતરત્ન અણ્ણાસાહેબ કર્વેએ સ્થાપન કરેલી સ્ત્રી કેળવણી કાર્યની સંસ્થા, મહારાષ્ટ્ર રાષ્ટ્રભાષા સભા ને તેનું ખાસ સુંદર રાષ્ટ્રભાષાગ્રંથાલય, પછી અહીંનું પુરાણું ખેતી મહાવિદ્યાલય વગેરે સંસ્થાઓને મળવા વગર જવાય જ નહિ. વળી એક બે દિવસની સવડ કાઢી શકો તો આજુબાજુમાં પ્રસિદ્ધ સિંહગઢ છે, ખડકવાસલા તળાવ ને એની પાસે જ નેશનલ ડિફેન્સ એકેડમી, પછી નેશનલ કેમિકલ લેબોરેટરી, પૂનાથી લગભગ વીસ માઇલ પર ઉરુળીમાં

મહાત્મા ગાંધીજીએ સ્થાપેલું 'નિસર્ગોપચાર આશ્રમ' વગેરે અનેક સ્થાનો છે.

મહેમાન : તમે માહિતી તો સુંદર આપી, એવી રીતે કે મન મુકામ લંબાવવા લલચાય. પણ મારી પાસે વખત તો મર્યાદિત જ છે, એટલે તેટલામાં જેટલું બને તેટલું જ મુખ્ય મુખ્ય આટોપી લેવું ઘટે. રેલ્વેને આજ કાલ ભીડ કેટલી રહે છે? મને લાગે છે ઘણી જ હશે. એટલે રિઝર્વેશનનું કંઈક કરવું જોઈશે.

યજમાન : ભીડ તો ન પૂછાય એવી. પણ રિઝર્વેશન આપણે કરી રાખીશું, તમારો જવાનો દિવસ નક્કી કરો એટલે અત્યારે તેની જ વ્યવસ્થા કરું.

મહેમાન : હા, તે પણ હમણાં જ નક્કી કરવું પડશે કેમ? ત્યારે આજે છે ગુરુવાર દસમી તારીખ. સત્તરમીએ મારે સુરત હાજર રહેવુંજ જોઈએ, એટલે શુક્ર, શનિ ને રવિ આ ત્રણ દિવસોમાં અહિંનું કામ પતાવી સોમવારે એટલે કે ચૌદમીએ સવારે મારે અહીંથી ઊપડવુંજ પડશે. તો સોમવારે સવારની ગાડીમાં રિઝર્વેશન મળે તો લઈ લેવાનું.

યજમાન : ઠીક, તેવી વ્યવસ્થા કરું છું.

## अभ्यास

तुम्ही मुंबईला गेला आहात असे समजा. बोरीबंदर स्टेशनवर सरकारी चौकशी-कचेरीत मुंबई शहरातील सचिवालय, मलबार टेकडी, चौपाटी, म्युझियम, व्हिक्टोरिया गार्डन या ठिकाणांची तुम्ही माहिती घेत आहात व तेथून सुरतेला जाणाऱ्या गाडीचा तपास करीत आहात असे कल्पून ती चौकशी गुजरातीत लिहा.

## पाठ ५—बाजार

મકરંદ : નરહરિભાઈ, ક્યાં ચાલ્યા?

નરહરિ : બજાર જાઉં છું, તમારે આવવું છે?

મકરંદ : હા, થેલીઓ ને પૈસા લઈને એ હું આવ્યો.

નરહરિ : તમારે શું શું લેવું છે?

મકરંદ : આજે આખો બજાર ખરીદ કરવો છે કહો ને! કરિયાણું—એટલે તલ, તજ, લવિંગ, જીરું, ધાણા, રાઈ, ખસખસ, વરિયાળી વગેરે; ગોળ, સાકર, ચા, કૉફી, સાબુચોખા, મગફળી, પછી શાકભાજી તો છે જ; ફળો પણ થોડાં લેવાં છે....

નરહરિ : આજે છે શું તમારા ઘરમાં? જાફત છે કે શું?

મકરંદ : જાફત જ કહો! આજે અમારે ત્યાં કેટલાક બડા મહેમાન આવ્યા છે—અમારા કાકાના દોસ્તદાર છે, કલકત્તાના.

નરહરિ : એટલે જ તો. ચાલો, હું તમને મદદ કરું. પહેલાં આપણે ગાંધીની દુકાને જઈ કરિયાણાની ચીજો પતાવી દઈશું. આ આવી ચંદુસેઠ ગાંધીની દુકાન. ચંદુસેઠજી, આ યાદીમુજબ ચીજો આપશો? ઠીક. કેટલું બિલ થયું? ચા, કૉફી, ગોળ ને સાકર બધું ઉમેર્યું છે ને એની અંદર? મકરંદભાઈ, બાર રૂપિયા ને ત્રીસ પૈસા એમને આપો. કેટલા પૈસા આપ્યા? પંદર રૂપિયા? તો બે રૂપિયા ને સિત્તેર પૈસા પાછા લેજો. ચંદુસેઠજી, અમારા સામાનનો આ થેલો અમે અહિંયા જ મૂકી જઈએ છીએ, વળતાં લેતા જઇશું. ચાલો, હવે શાક બજારમાં.

મકરંદ : આ લાઇન છે ભાજીપાલાની. નરહરિભાઈ, મને મૂળા, ફુદીનો, મેથી, કોથમીર, ફુલાવર, કોબી વગેરે અહીં લેવું છે.

નરહરિ : હું પણ કંઈક લેવાનો છું. ચાલો, આપણે જોઈએ. અહીં, મકરંદભાઈ, તમારે જોઈતી બધી ભાજી છે. હું પણ લઈ લઉં છું. હવે આપણે ફળભાજી લેવા ત્યાં—પેલી બાજુ જઈએ. આજે બજાર ભરપૂર લાગે છે. ભાવ કેવા છે—ચડ્યા છે, ઊતર્યા છે કે જેવા ને તેવા જ છે જોઈએ. રીંગણાં કેમ આપ્યાં, ભાઈ? ચાર આના કિલો? ભાવ ઊતર્યો લાગે છે, મકરંદભાઈ. અને આ દૂધી, ને ભીંડા, ને ગવાર? તેના પણ ભાવ ઊતરેલા જ છે. મારે ટમાટાં લેવાં છે.

મકરંદ : હું પણ લેવાનો છું. લીંબુ, આદુ, લીલું મરચું આ તરફ છે. બે કિલો બટાકા ને એક કિલો ડુંગળી પણ લેવાની છે. આ અહીં પાપડી દેખાય છે. શું ભાવે પાપડી આપી, કાછીભાઈ? ચાર આના પાવ? એ તો મોંઘી વસ્તુ થઈ. ને પેલા કોળાનું શું? ચાર આના

પાવ જ? તો એ અડધો કિલો આપો. હવે આપણો શાકબજાર પૂરો થયો. તમારો?

નરહરિ : હા. પણ તમારી યાદી તો જુઓ.

મકરંદ : અરે, નાળિયેર તો રહી જ ગયો. હા, હવે અહીંનું કામ પૂરું થયું. હવે થોડા કેળાં, નારંગી, મોસંબી, પપૈયાં, ચીકુ લીધા કે પત્યું.

## पाठ ६—दुकान

દુકાનદાર : આવો ભાઈસા'બ, કહો, શું આપું?

ગ્રાહક : મને શર્ટ, કોટ, પૅન્ટ ને હાફ પૅન્ટ માટે કપડાં લેવાનાં છે.

દુકાનદાર : વારુ. મારી પાસે કોટ-પૅન્ટ ને હાફપૅન્ટ માટે જાત-જાતના કપડાં છે, તે બતાવું. આ છે ટેરેલિન, આ ટેરેકોટ, આ સિલ્ક, આ છે નાયલૉન....

ગ્રાહક : આના દરેકના ભાવ બતાવશો?

દુકાનદાર : હા જી, આનો ભાવ ૨૦ રૂ. મીટર, પનો મોટો છે એટલે ઓછું લાગે....

ગ્રાહક : સૂટ કરવો હોય તો આ કપડાનું ખરચ કેટલું આવે?

દુકાનદાર : કપડાનું ખરચ સાઠેક રૂપિયા ને દરજીની સિવડામણ જે થાય તે—કહો વીસેક રૂપિયા, એટલે ઍંશી પંચ્યાસીની અંદર ખાસ્સો સૂટ થઈ જાય, તમને તે શોભે પણ ખરો.

ગ્રાહક : આના કરતાં આ કપડું હલકું છે કે? ટકાઉ કેવું?

દુકાનદાર : ભાઈસાબ, ટકવાની ને દેખાવની બધી બાબતમાં સૌથી આ કપડું સરસ, મારી સિફારસ છે કે આ જ તમે પસંદ કરવું. બાકી, બીજું આ છે, આનું ડિઝાઈન વગેરે તમને પસંદ હોય તો આ પણ ટકાઉ તો છે જ, આના કરતાં આનું ખરચ નક્કી જ ઓછું.

ગ્રાહક : ઠીક, ત્યારે એક સૂટનું આ ફાડો, હાફપૅન્ટને માટે આમાંથી કાઢી આપો. અને હવે શર્ટ માટે જોવાનું રહ્યું.

દુકાનદાર : આ રહ્યું શર્ટનું કપડું. બીજું આ પણ જુઓ, એકથી એક સરસ. ઇસ્ત્રીને માટે આ કપડું વધારે અનુકૂળ.

આસક : આ ત્રણેના ભાવમાં શો ફેર ?

દુકાનદાર : ફેર તો સહેજ છે. મીટર પાછળ ત્રણ-ચાર આનાનો કહો ની. પણ દેખાવમાં આ કપડું સરસ, પનો પણ એનો મોટો હોઈ ઓછું લાગે.

ગ્રાહક : તો એમ કરો, આ ત્રણેમાંથી એકેક શર્ટનું ફાડો.

દુકાનદા : ઠીક કહ્યું.

ગ્રાહક : આખું બિલ શું થયું ?

દુકાનદાર : સૂટના કપડાના સવા ત્રણ મીટરના રૂપિયા વીસ પ્રમાણે પાંસઠ, હાફ્પૅન્ટના દસ રૂપિયા ને ઓગણીસ પૈસા, ને શર્ટોના કપડાંના તેવીસ રૂપિયા ત્રીસ પૈસા, કુલ અઠ્ઠાણું રૂપિયા ઓગણપચાસ પૈસા થયા.

ગ્રાહક : ઠીક, આ એક કામ પત્યું. હવે અમારે ચાર સાડીઓ લેવાની છે, પણ તે તો ઘેરે જઈને બતાવવી પડશે. જાંગડ ઉપર આપશો ?

દુકાનદાર : માફ કરો, જાંગડ ઉપર માલ આપવાનો અમારો રિવાજ નથી. પણ ચિંતા નહિ, અમારો માણુસ અમે માલ દઈ તમારા સરનામાપર જરૂર મોકલી દઈશું. તમે અહીં માલ પસંદ કરો, મને જે નંગ ઠીક લાગતા હોય તે તેમાં ઉમેરી અમારો માણસ તમારે ત્યાં તમે કહેશો તે વખતે આવશે, એટલે તમને પણ તસ્દી નહિ.

ગ્રાહક : આ તમે ઠીક કહ્યું.

## पाठ ७—व्यापाऱ्याची पेढी

વેપારી : આવો દિનકરભાઈ, ભલે પધાર્યા !

દિનકર : જય ગોપાલ સેઠજી, તમારું તેડું આવ્યું એટલે તરત નીકળી પડ્યો.

વેપારી : ઠીક કર્યું દિનકરભાઈ. હવે દિવાળી પાસે આવી, અમારા સાલભરના હિસાબ આ દિવસોમાં પૂરા થાય છે એ તમે જાણતા જ હશો.

દિનકર : હા, જાણું છું.

વેપારી : અમારા મુનીમ કહેતા હતા કે તમારા નામપર કંઈક લેણું નીકળે છે. એટલે લાગ્યું તમને જ બોલાવી લાવું.

દિનકર : હા, મુનીમભાઈનું કહેવું સાચું છે. મેં કેટલોક માલ તમારે ત્યાંથી લીધો છે ખરો, તે ઉધાર ખાતે મારા નામ પર પડ્યો હશે, કંઈ ઉબળેક રકમ પણ હોય. મુનીમજી, મારા નામનું ખાતાપત્રું તો તૈયાર કર્યું હશે ને? મને આપશો?

મુનીમ : હા જી હા, આ રહ્યું તમારું ખાતાપત્રું.

દિનકર : હેં? ત્રણસો સત્તાવન રૂપિયા અડતાલીસ પૈસા? એટલી બધી રક્કમ થઈ? હિસાબ તો બરાબર જ નોંધ્યો હશે?

મુનીમ : જાતે જ જોઇ લ્યો ની ભાઇ, એટલે ધાસ્તી નહિ.

સેઠજી : હા, હા, એટલાવાસ્તે જ તો તમને બોલાવી લાવ્યો.

દિનકર : ગયા માગસરમાં મેં તમારે ત્યાંથી ઉબલક પોણો સો રૂપિયા ઊચલ્યા હતા, પછી એકવાર દસ કે અગ્યાર મીટર કપડું લઈ ગયો હતો તેના કેટલા લખ્યા છે? તેત્રીસ રૂપિયાં સત્તોતેર પૈસા. પેલી રકમ શાની છે—એક સો બોતેર રૂપિયા પંચાવન પૈસા? તેલની? તેલ કોણ લઈ ગયા હતા? જરા મારું ખાતું કાઢીને બતાવશો? તેમાં 'હાથે' લાગ્યું હશે.

મુનીમ : આ તમારું ખાતું. તેલનો વહેવાર છ વખત થયો છે, ને તે અલગ અલગ માણસોએ કરેલો લાગે છે. એક વખત ચંદુ લઈ ગયો, એક વખત લલિતાભાભી પોતે લઈ ગયા, ત્રીજી વખતનું પાછું ચંદુનું જ નામ છે, ચોથી વખત........

દિનકર : રહેવા દો, સમજી ગયો. પણ એ વહેવાર આમ ઉધારીનો શું કામ આ લોકોએ કર્યો હશે સમજાતું નથી. વારું, હું પૂછી જોઈશ. બને ત્યાંસુધી ઉધાર વહેવાર કરવો નહિ એવી મારી તાકીદ છે એટલે જોવા માગ્યું. પછીની બાબ શું છે? કપડાની જ. પચાસ રૂપિયા ત્રીસ પૈસા. પછી ગાંધીયાણું પાંચ વખત. તેના થયા છત્રીસ રૂપિયા દસ પૈસા....ઠીક. ખાતું જોયું. તમે સાલ આખરસુધી રાહ જોઈ તે માટે ધન્યવાદ. હું કાલે રકમ ચૂકતી કરીશ.

શેઠજી : ધન્યવાદ શા ! આ તો અમે ધંધો કરવા બેઠા છીએ તો ગ્રાહકની સવડ-સગવડ સાચવવી જ રહી. ભલે કાલે મોકલજો હોં! જય જય.

### अभ्यास

स्टेशनरी मालाच्या दुकानात तुम्हांला कागद, वह्या, पेन, पेन्सिल, शाई वगैरे वस्तू घ्यायच्या असे कल्पून तेथे होणारा सर्व संवाद गुजरातीत लिहा.

## पाठ ८ — टेलिफोन

[ટેલિફોનનો ઘંટ ઘણ ઘણ વાગે છે]

બાબુભાઈ (રિસીવ્હર ઊચકીને) : કોણ? અમૃતરાવ?.... હાં, હું બાબુભાઈ છું....કહો....હં, કાલે તમે ઑફિસે આવી ગયેલા કેમ? હાં, હું તે વખતે બહાર ગયો હોઈશ. તમે ગગલભાઈને મળ્યા હતા કે? હં,...અં?.... હં.... પણ એમનું કહેવું બરાબર જ છે, તમે.... અં? તમને ખબર નહિ હતી? અરે, કાયદો અજ્ઞાન જાણતો નથી એ જેટલું સત્ય તેટલું જ વ્યવહારમાં પણ પાર્ટીનું અજ્ઞાન કોઈ માનવા તૈયાર થવાનું નથી સાહેબ. અં?.... હા.... હા, તમે સોદો કર્યો મારા કહેવાપ્રમાણે.... અં? હા હા, એ તો હું ક્યાં ના પાડું છું, પણ ચાવીનો ઉપયોગ તાળું ખોલવા પૂરતો જ ને, તાળું ખોલ્યાપછી આગળની જવાબદારી ચાવી ઉપર રહે કે? તે તો તાળું ખોલનારના માથાપર રહે ને? અં?.... સાચું, પણ તમારું સોદાનું સાટું તો થઈ ગયું છે ને? કેટલામાં સોદો પૂરો થયો? સત્તાવીસ હજાર? વારુ, ત્યારે સાટાનું બાનું તો અત્યારે તમારે આપવું જ પડશે. આ બાબતમાં ગગલભાઈ મારું કંઇ સાંભળે એમ મને લાગતું નથી. એ તો વેપારનો રિવાજ જ છે, તેની અંદર આપણે દખલ ન કરીએ.... અં? હા, હા, હું તો કંઇ કાટલાંદાસ થવા ઇચ્છતો નથી. એ સોદો મને ઠીક લાગ્યો એટલે મેં તમારું હિત ચાહીને.... ના, ભાઇ ના, સાટાનું બાનું તમારે પૂરું કરવું જ પડશે. તેના કેટલા પૈસા તેઓ માગે છે? સાત હજાર? તો તેટલા રોકડા પૈસા ચૂકવી દેજો. પછી આ સોદામાં

તમે હજારો રૂપિયા કમાવો ત્યારે? ઠીક....માફ કરજો હોં, મારી સલાહ તમારા હિતની છે.... જય જય!

## पाठ ९—आजारी (દરદી)

ધીરુ : બા, ઓ બા....

બા : શૂ:! ચુપ થા, ચંદુ માંદો છે ને સૂતો છે.

ધીરુ : ચંદુ માંદો પડ્યો છે? ક્યારે? સવારે તો સારો હતો.

બા : હા, બપોરે જ તેનું માથું દૂખવા લાગ્યું હતું, કેમે કરીને મટે નહિ, પછી નસકોરાંમાંથી લોહી પણ નીકળ્યું હતું, ને અંગ ભરાઈ જઈ તાવ પણ ચડ્યો હતો.

ધીરુ : ડૉક્ટરને બોલાવી લાવ્યાં હતાં કે?

બા : હા, ડૉક્ટરે આવીને તપાસ્યું હતું....

ધીરુ : ડૉક્ટર શું કહે? ચિંતા કરવા જેવું છે?

બા : ના, ડૉક્ટરે એક ઇંજેક્શન આપ્યું ને કહ્યું કે દવા આપું છું તે દિવસમાં ચાર વખત લેવી ને એમને સાંજે તબિયતના હાલ જણાવવા. દવા આપી ગયા છે.

ધીરુ : પણ દરદ શું છે? તે નથી કહ્યું?

બા : કહ્યું, ઉનાળાનું પરિણામ છે, આ દિવસોમાં તડકામાં છોકરાઓને રમવા દેવું નહિ, ઉષ્માઘાતનો ભય રહે છે, આ ઉષ્માઘાતનો જ પ્રકાર છે.

ધીરુ : સાંજે સમાચાર આપવા ડૉક્ટરે કહ્યું હતું ને? તો હું જાઉં?

બા : વારુ, જઈને કહે કે તાવ હજી છે.

ધીરુ : અત્યારે કેટલો છે?

બા : તે તો મેં જોયો જ નથી, ચાર વાગે સો હતો, ત્યારપછી તે સૂતો, તું જરા થોભીને જજે. અત્યારે સાડાછ થયા છે. ઉંઘ તો સારી લાગી છે.

ધીરુ : વારુ.

બા : ચંદુ જાગ્યો લાગે છે. મારા ચાંદ, કેવું લાગે છે હવે તને? અરે,

તાવ તો સાવ ઊતરી ગયો જણાય છે, છતાં આપણે તાપનળીમાં જોઈએ હાં !....નૉર્મલ છે. હવે માથાનો દુખાવ કેમ છે, ભાઈ?

ચંદુ : નથી દુખતું, સાવ મટી ગયું. હવે મને ખૂબ સારું લાગે છે. હું ઊઠું ?

બા : ના, એવી ઉતાવળ નહિ કરવાની હોં ! તાવ હમણાં જ હઠ્યો છે, ડૉક્ટરને જણાવી આવવું જોઈએ, પછી તે કહે ત્યારે ઊઠવાનું હોં, બાપા !

ચંદુ : બા, મને ખૂબ ભૂખ લાગી છે.

બા : હા, ધીરુ ડૉક્ટરને તરત પૂછી આવશે. ધીરુભાઈ, ડૉક્ટરને કહેજે કે ચંદુનો તાવ તદ્દન ઊતરી ગયો છે, માથું બિલકુલ દુખતું નથી, ને તેને ખૂબ ભૂખ લાગી છે, ને તે હવે ઊઠવા માગે છે, તો તેને ખાવા શું આપવું ? ને ઊઠવા દેવું કે નહિ ?

ધીરુ : વારુ.

બા : પછી દવા તેમણે આપેલી તે તો ખતમ થઈ, એમ કહેજે.

ધીરુ : વારુ. તો હું જાઉં ?

બા : જઈને તરત પાછો આવ હોં ! ચંદુ ને ભૂખ લાગી છે, તું આવીશ એટલે હું તેને ખવડાવીશ.

## पाठ १०—स्वैपाकघर (રસોડું)

કનુ : બા, મને ભૂખ લાગી છે.

બા : હા, રસોઈ તૈયાર જ છે. હું રોટલી વણી રહી છું, હમણાં થઈ જશે. લીલા, સંતોક, લલ્લુ, બધા આવી ગયા કે ? ને બાપુ આવ્યા છે કે નહિ જુઓ. નહિ આવ્યા હોય તો હમણાં આવશે. મોટાભાઈ પણ આવ્યા કે ? હવે બધાએ સાથે જ જમવા બેસવાનું.

કનુ : લીલાબહેન ને સંતોકબહેન બહાર વાતો કરતાં બેઠાં છે, લલ્લુ પાડોશના રમણ સાથે ગપાટા હાંકે છે. એ જુઓ, મોટાભાઈ ને બાપુ પણ આવી ગયા. ચાલ, હવે અમને જલ્દી પીરસજે.

બા : હાસ્તો. પણ તેં હાથ પગ મોં ધોઈ લીધાં ? બધાને કહી આવ તૈયાર થઈને આવવા. હમણાં પીરસું છું.

કનુ : ઓ લલ્લો, લીલાબહેન, સંતોકબહેન, ચાલો જલદી જમવા, બા બોલાવે છે.

સંતોક : કેમ બા, પાટલા માંડું કે?

બા : હા, બાપુ આવ્યાં છે ને? લીલા, તું તેમને કહી આવ. મોટાભાઈને પણ તેડી લાવ.

મોટાભાઈ : એ હું આવ્યો.

બાપુ : હું પણ તૈયાર જ છું.

બા : તો ચાલો, બેસો જમવા.

કનુ : બા, મને મુરબ્બો આપ.

લલ્લુ : બા, મને રાયતું જોઈએ, ને મને બે રોટલી આપ.

બાપુ : છોકરાઓ, આમ મંગાય નહિ. બા પહેલાં બધાને બધું ભાણામાં પીરસશે, પછી જેને જે જોઈતું હોય તે તેણે શાંતિથી માગવું, હો!

સંતોક : બા, હું તમને મદદ કરું છું. તમારી સાથે જ હું જમવા બેસીશ.

બા : બેટી, તને પણ ભૂખ લાગી હશે ને, તો તું પણ જમવા બેસ, હું બધાને પીરસીશ. રોટલી વણવાનું તો પૂરું થયું છે. હવે કંઈ કામ રહ્યું નથી.

સંતોક : ના બા, હું તમને મદદ કરીશ.

લીલા : ના સંતોક, તું બેસી જા, હું બાને મદદ કરીશ.

બાપુ : ના લીલા, હું બાને મદદ કરીશ. હવે બાને મદદ કરવા કોણ કોણ તૈયાર થાય છે, બોલો.

છોકરાઓ : અમે બધા....

બાપુ : તો, દીકરાઓ, બાને મદદ જ શા માટે જોઈએ? આપણે બધા ઊભા થઈ બાને મદદ કરીશું તો વળી જમનાર કોણ?

કનુ : ના, બાપુ, હું તો જમવાનો. મને ઘણી ભૂખ લાગી છે.

લલ્લુ : મને પણ; હું પણ જમવાનો.

બાપુ : કંઈ વાંધો નહિ, મને પણ ખૂબ ભૂખ લાગી છે. આજે લંચમાં

ચા-બિસ્કુટ પણ થયું નહિ; ખૂબ કામ હતું. એટલે મને જમવા મળે તો હું પણ જમવાનો.

બા : ત્યારે હવે મદદ કરવાની વાત જવા દો ને, મને પણ ભૂખ લાગી છે તે બધાને પીરસવાથી મટશે. સંતોક, બધાને માટે પાટલા, થાળી વાટકી, પવાલાં ને પાણી ભરીને લોટા મૂક્યા છે?

સંતોક : હા, બા.

બા : હવે આ શાક પીરસ........

લલ્લુ : શાનું શાક છે, બા?

બા : ફુલાવરનું, તમને બધાને ભાવે એવું. આ દાળ છે. દાળમાં સરગવાની સીંગ છે હોં. આ ટમાટાં-કાકડીનું કચુમર. કનુ, તને ખૂબ ભાવે છે ને? ને એ છે ફુદીનાની ચટણી. મોટાભાઈ, તને કઢી હમણાં જ આપું કે?

મોટાભાઈ : હાં, આપી દેજે. બાપુ, આજે ખોખોમાં એટલી મજા આવી!

બાપુ : એમ કે!

લલ્લુ : બાપુ, અમારી શાળાની ક્રિકેટ ટીમમાં મારો પણ નંબર લાગ્યો છે.

બાપુ : એમ કે! ને કનુ, તારી પરીક્ષાનો પરિણામ ક્યારે બહાર પડવાનો છે?

કનુ : હજી બે દિવસ વાર છે, બાપુ!

બા : તમને કંસાર આપું? શાક કેવું થયું છે? વઘારમાં હિંગ વગેરે ઠીક પડ્યું છે?

બાપુ : બધી વાનીઓ ઉત્તમોત્તમ છે. કરનાર ને પીરસનારના હાથ મીઠા હોય તો બધું મીઠું, કેમ લલ્લુ?

લલ્લુ : બાના હાથ મીઠા છે, બાપુ? ચાખી જોવા જોઈએ.

બાપુ : અરે, હાથ કંઈ આમ ચાખવાના હશે? એ તો ચખાય હૃદયપરથી.

કનુ : બા મને ઊંઘ આવે છે.

બા : આમ જમતાં જમતાં ઊંઘ આવી કે? ખાવાનું પૂરું થયું? તો ઊઠ, હાથ મોં સારી રીતે ધોઈ, કપડાં બદલી સુઇ જા.

બાપુ : દાંત ઘસવાનું ભૂલીશ નહિ, બેટા! જમ્યા પછી દાંત ઠીક ઘસીને કોગળા કરવા, એટલે અન્નના કણ બધા નીકળી જાય છે, એટલે દાંત સાફ રહે છે ને ટકે છે.

બાપુ : (બાને) વાસણ ઊટકવા બાઈ મળી છે ને? કે તમે જ ઊટકો છો?

બા : આજે કહી ગઈ છે કે કાલથી આવીશ એમ, હવે જોઈએ.

બાપુ : તમને આ છોકરીઓ ઊટકવા મદદ કરે છે કે નહિ?

બા : કરે છે તો!

સંતોક : બાપુ, આજે મેં કડછી, તવેથો, તવો, દેગડું ને ચાર ચમચાઓ માંઝી નાખ્યા....

બાપુ : ઠીક કર્યું. લીલા, તેં શું કર્યું?

લીલા : મેં, બાપુ, રસોડું સ્વચ્છ ધોઈ નાખવામાં બાને મદદ કરી. ડોલમાં પાણી લાવીલાવીને બાને આપતી હતી.

બાપુ : તેં સરસ કામ કર્યું. એવી જ રીતે, છોકરાઓ, એક-બીજાને મદદ કરતા જાઓ, હોં! મોટાભાઈએ કંઇ કર્યું દેખાતું નથી, કેમ?

મોટાભાઈ : નહિ કેમ? હું બજારમાં જઈ શાક ને કરિયાણું જોઈતું હતું તે લાવ્યો. પછી ઘી બે કિલો ને સાબુચોખા લાવ્યો.

બાપુ : એટલે તમે મદદમાં હતા, તે સારુ થયું. હિસાબ બધો કોણ લખી રાખે છે?

મોટાભાઈ : બાને માટે હું જ રાખું છું. અત્યારસુધીનો હિસાબ ને સિલક બરાબર કાઢી હતી, આજે શું ખરચ થયું છે તે હવે બા કહેશે ને હું લખી લઈશ.

બાપુ : સારું, છોકરાઓ, તમે બધા બહુ સમજદાર ને ડાહ્યા છોકરાઓ છો. તમારે માટે અમને બન્નેને ઘણું વહાલ ને અભિમાન છે. ઈશ્વર તમને એવી જ સન્મતિ આપો.

## पाठ ११—उमेदवार मुलाखत

પટાવાળો પુકારે છે : અરવિંદ માધવ, અરવિંદ માધવ કોણ છે?

અરવિંદ : એ હું છું.

પટાવાળો : ચાલો. તમારો વારો આવ્યો છે.

(અરવિંદ અંદર જઈને નમસ્કાર કરીને બાજૂ પર ઊભો રહે છે.)

સાહેબ : બેસો. શું તમારું નામ?

અરવિંદ : અરવિંદ.

સાહેબ : આખું નામ?

અરવિંદ : અરવિંદ માધવ કેળકર.

સાહેબ : રહીશ અહીંના જ કે? વતન કયું?

અરવિંદ : હું રત્નાગિરીનો છું. અમારું વાડવડીલોનું પોતાનું ઘર ત્યાં જ છે, ને ખેતીવાડી પણ.

સાહેબ : તમારું શિક્ષણ? ગુજરાતીનું જ્ઞાન કેટલું? તમારી અરજી અંગ્રેજીમાં છે એટલે પૂછું છું.

અરવિંદ : હું મુંબઈ વિદ્યાપીઠનો મરાઠીનો સ્નાતક છું, છતાં ગુજરાતીનું કામચલાઉ જ્ઞાન રાખું છું.

સાહેબ : એ તમે ક્યાં સંપાદન કર્યું? અહીં ગુજરાતમાં કોઈ દિવસ રહી ગયા છો કે?

અરવિંદ : હા, મારા મામા અહીં અમદાવાદમાં જ રહે છે.

સાહેબ : તેઓ શું કરે છે?

અરવિંદ : બચુભાઈની કુંપનીમાં કૅશ્યર છે. હું અહીં વારે વારે આવ્યા કરું છું, ગુજરાતી લિપીની ઓળખાણ મેં કરી લીધી હતી ને ગુજરાતી ચોપડીઓ વાંચતો થયો હતો. આજુબાજુના લોકોમાં પણ ઠીક ભળું છું. ઑફિસ કામની માહિતી પણ મેં ગુજરાતીમાં લીધી છે. ખાસ ગુજરાતી વ્યાકરણનો અભ્યાસ નથી કર્યો.

સાહેબ : અમારે મરાઠી-ગુજરાતી એવા દ્વિભાષિક જાણકારની ગરજ છે. તમે મરાઠીના સ્નાતક છો તો મરાઠી વ્યાકરણનો અભ્યાસ તો તમારો થયેલો જ હોવો જોઈએ.

અરવિંદ : જી, હા. ભાષાપ્રેમી હોઈ વ્યાકરણનો હું અભ્યાસી છું. એટલે ગુજરાતી વ્યાકરણનો પણ અભ્યાસ પોતે કે કોઈની મદદથી હું કરી શકું છું.

સાહેબ : તમે બોલો છો તે તો અચૂક ગુજરાતી છે, વ્યાકરણના જ્ઞાનથી તે વધારે અચૂક ને સચોટ થાય, પણ ગુજરાતી વ્યવહાર માટે સાહિત્ય કરતાં લોકવ્યવહારમાં વધારે ઊંડું ઊતરવું પડશે. તે માટે મહેનત કરવાની તમારી તૈયારી છે કે ?

અરવિંદ : જી હા, મને ગુજરાતી ગમે છે, થોડું ઘણું આવડે પણ છે ને મરાઠી જેમ તેને માટે હોંશથી મહેનત ઉઠાવવાની મારી તૈયારી છે. જે તૈયારી કરવા આપ કહેશો તે પૂરી કરવા હું તત્પર રહીશ.

સાહેબ : તમારી તંદુરુસ્તી કેવી ? પ્રવાસ વગેરેના કષ્ટ ઉઠાવી શકશો ? અમારી ફર્મની બધે ત્યાં શાખાઓ છે ત્યાં ત્યાં તમારે જવું પડે તો જઈને રહી શકશો ?

અરવિંદ : એ તો શિક્ષણ માટે જેટલા કષ્ટ ઉઠાવવા પડે તેટલા ઉઠાવવાની મારી તૈયારી છે. પણ પછી મારા માબાપ ઘરડા થયા છે, તેમને માટે તેમની સેવામાં એક ઠેકાણે એટલે અહીં અમદાવાદમાં કે મહારાષ્ટ્રમાં રહેવાનું થાય તો સારું. આમ સતત રખડવાનું કામ હોય તો મારી અસમર્થતા છે.

સાહેબ : અરજી તમે પોતે જ લખી છે ને, એટલે હસ્તાક્ષર તમારો જ છે ને ? ઠીક, તમારી જોઇતી માહિતી મળી ગયી છે, તમને ત્રણ દિવસમાં અમે જણાવી દઈશું.

## पाठ १२—प्रवास ( મુસાફરી )

મુસાફર : ટિકિટ ઑફિસ કયાં આવી ?

કોઈ માણસ : આમ સીધું આગળ જાઓ ને જમણી બાજુએ વળો એટલે દેખાશે.

મુસાફર : આ ટિકિટ ઑફિસ દેખાયી. બાપ રે, તોબા ગિરદી છે. અહીં તો સોએક માણસોની હાર લાગી છે. આપણને ટિકિટ કયારે

મળવાની ? બારડોલીની ટિકિટ કાઢવી છે. ભાઇ, આ લાઇન કયી ગાડીની ?

માણસ : અમદાવાદ જતી ગાડીની.

મુસાફર : તો કાંઇ વાંધો નહિ. ગાડીનો વખત શું છે? ૨૦–૧૫. અત્યારે સવા છ થયા છે, એટલે હજુ બે કલાક વાર છે. ત્યારસુધી નંબર લાગશે. પણ સામાનનો તોલ કરવો છે તેનું શું કરવું? ટિકિટ લીધા પછી તોલ થાશે, પણ ત્યારસુધી ગાડીનો તો વખત થઈ ગયો હશે. હાશ, જે થાય તે થાય. હવે નંબર છોડવો નહિ.

[ ટિકિટ કાઢ્યા પછી ]

હજી કેટલી વાર છે? પચીસ મિનિટ તો છે. ચાલો કાંટાપર જઈએ. શું તોલ થયો ? તો આ લો એના પૈસા. ઓ હમાલ, ચાલો, અમદાવાદની ગાડીમાં જવું છે. આ સામાન ઊંચકી લો.

હમાલ : હા સાબ, કઈ ગાડી ? અમદાબાદની ? એ તો ઠસોઠસ ભરાયી ગયી છે. જુઓ, ભાઈસાબ, તો પણ હું તમને અંદર પેસાડી દઇશ, બે રૂપિયા લઇશ.

મુસાફિર : શું, બે રૂપિયા ? ના ભાઈ, આપણને નહિ ફાવે. એક રૂપિયામાં કામ થતું હોય તો ચાલો.

હમાલ : શું ભાઈસાબ વાત કરો છો ? અમને કેટલી ખટપટ ને કેટલી મહેનત કરવી પડે છે તમે શું જાણતા નથી ? પણ, ચાલો, આવે વખતે હું વધારે રકઝક નહિ કરું. દોઢ રૂપિયો આપો, જલદી કરો, ગાડીનો ટાઇમ થવા આવ્યો.

મુસાફિર : ચાલો, ચાલો.

[ કેમે કરીને એક ડબ્બામાં સામાન સહિત મુસાફિરને ઘુસાડી દે છે ને પૈસા માગે છે. ]

મુસાફિર : આ લો તમારો દોઢ રૂપિયો. પણ અહીં તો પગ ઠારવાને પણ જગ્યા નથી. જરા થોભવું પડશે. ગાડી ઊપડે એટલે આપ મેળે જગ્યા થઈ જશે. કેટલાક વળાવવા આવ્યા હોય તે પણ ઊતરી જશે. ગાડીની સીટી થયી, આવેલા ઊતરવા લાગ્યા. ‘આવજો આવજો’ ના

પડકારા થવા લાગ્યા છે. અરે, આ બાઈ તો રોઈ પડી, કદાચ સાસરે જતી હશે. એમની પાસેની જગ્યા તો ખાલી લાગે છે. પણ લેવાય કેવી રીતે? કાંઈક યુક્તિ કરવી પડશે. બહેન, હું અહીં બેસી શકું છું? ના, ના, તમે ઠીક બેસો, મને થોડી જગ્યા આપો એટલે બસ....

બાંઈનો બાહર ઊભો રહેલો રિશ્તેદાર (મુસાફર ને): તમે કયાં જવાના છો, ભાઈસાબ?

મુસાફિર : મારે બારડોલી જવું છે.

રિશ્તેદાર : એમ કે? ઘણું જ સારું થયું. મારી આ બહેન પણ બારડોલી જ જાય છે, તેને જરા સોબત કરશો તો ઉપકાર થશે.

મુસાફિર : ઉપકાર શાના? તમે બિલ્કુલ ફિકર નહિ કરો, બહેનની હું બધી સંભાળ રાખીશ, સુરત સ્ટેશને પણ મારી સાથે જ એમને બીજી ગાડીમાં બેસાડીશ. ચિંતા ન કરો. બારડોલીમાં કયાં?

રિશ્તેદાર : આપણા આનંદ પટેલ છે ને એમને ત્યાં.

મુસાફિર : આનંદ પટેલ વખારિયા? તે તો મારા ઘરની પચાસ કદમપર જ રહે છે. તમે બિલ્કુલ ચિંતા કરશો નહિ, બહેનને હું તેમના ઘરસુધી પહોંચાડી દઈશ, સમજ્યા? એ ગાડી ઊપડી, ઠીક, ભાઈ, આવજો, જય જય.

મુસાફિર : (બીજા મુસાફિરને) આ ગાડી ડહાણુરોડ સ્ટેશને રોકાશે?

બીજો મુસાફિર : કદાચ નહિ રોકાય. કેમ?

પહેલો મુસાફિર : ના, મારે થોડા ચીકુ લેવાના છે એટલે.

બીજો : ચીકુ ત્યાં સારા મળે છે ખરા, પણ આ એકસપ્રેસ છે એટલે કદાચ નહિ રોકાય. જોઈશું.

પહેલો મુસાફિર : તમે કયાં જવાના છો?

બીજો : મારે વડોદરા જવું છે.

પહેલો : ત્યારે સુરત સુધી આપણે સાથે જ છીએ. સારું.

## पाठ १३—कथाकथन

છોકરાઓ : મોટી બા, મોટી બા, અમને વાર્તા કહો.

મોટી બા : વાર્તા? શાની વાર્તા કહું?

પોપટલાલ : ગમે તે; સિંહની, વાંદરાની........

કન્હૈયો : ના ના, મોટી બા, એવી નહિ, અમને અર્જુનની કે લડાઈની વાર્તા કહો.

સુમતિ : ના, મોટી બા, લડાઈની વાર્તા કંઈ સારી નથી હોતી. એક બીજાને મારે છે, હણે છે, વેર કરે છે એવી એવી વાતો તેમાં હોય છે. મને નથી તે ગમતી.

કન્હૈયા : તને નહિ ગમે એટલે શું થયું? તું તો છે બાયડી, અમે છીએ મરદ, અમને એવી એવી જ શૂરવીરતાની વાતો ગમે.

મોટી બા : ઝગડો ના કરો, દીકરાઓ; બધાને ગમે એવી વાર્તા હું કહીશ.

છોકરાઓ : તો મજા આવશે. કહો, મોટી બા.

મોટી બા : તમને બધા અર્જુનને જાણો છો. તે પાંચ પાંડવમાંનો એક હતો.

પોપટ : ત્રીજો ભાઈ.

મોટી બા : હા, ત્રીજો ભાઈ. પણ હતો ધનુર્વિદ્યામાં એક્કો. એને કોઈ પહોંચી વળે એમ ન હતું.

કન્હૈયો : એનું તે ગાંડીવ ધનુષ્ય ને?

મોટી બા : હા. પણ તે તો પછીથી તેને મળ્યું. હું જે વખતની વાત કરું છું ને, તે વખતે બધા પાંડવો ને કૌરવો દ્રોણાચાર્ય પાસે વિદ્યા શીખતા હતા અને દ્રોણાચાર્ય પાસે જે વિદ્યા હતી તેમાં અર્જુન સૌથી પારંગત હતો. એટલે સહજે જ એ તેના ગુરુજીનો લાડલો શિષ્ય હતો. ગુરુજી કહે, અજુન, તું મારી પાસેથી મારી વિદ્યા બહુ ઉત્તમ રીતે લેતો જાય છે એટલે તું મારો પ્રિયતમ વિદ્યાર્થી છે. હું પણ મારી બધી વિદ્યા એવી રીતે તો તને આપી દઈશ કે દુનિયામાં તારા કરતાં કોઈ પણ ધનુર્વિદ્યામાં ચડે નહિ. એમ ગુરુજી દ્રોણાચાર્ય અર્જુનને કહેતા.

એક વખતે એમ થયું કે ધનુર્વિદ્યાનો પાઠ તરીકે દ્રોણાચાર્ય બધા રાજકુમારોને લઈ જંગલમાં ગયા હતા. જંગલમાં શું કામ ગયા હશે, બેટા કનો?

કન્હૈયો : શિકાર કરવા, બીજું શું ? સિંહની, વાઘની, વરૂની.

મોટી બા : બરાબર. શિકાર કરવા. શિકાર કરતાં કરતાં બાણ કેવી રીતે છોડવા વગૈરે બધું શીખવાય છે ને ? એટલે બધા જંગલમાં ગયા હતા. એમની સાથે એમના કૂતરાઓ પણ હતા. શિકારમાં કૂતરો તો હોય જ ને ?

પોપટ : હા, મોટી બા, આપણે ત્યાં બસુસાહેબ આવે છે ને એમને ત્યાં એમનો કેટલો મોટો શિકારી કૂતરોછે !

મોટી બા : હા, તો શિકારીઓ પાસે તેમના કૂતરાઓ હોય જ; તે આગળ જાય, એમને શ્વાપદનો વાસ આવે કે તે ભસવા લાગે ને એની પાછળ દોડે પણ ખરા. એટલે તે પરથી શિકારીઓને શ્વાપદની ભાળ મળે છે. એવી જ રીતે આ રાજકુમારો સાથે તેમના કૂતરાઓ પણ હતા. હવે એમ થયું કે તેમનો એક કૂતરો દોડતો દોડતો ને ભસતો ભસતો આગળ ગયો હતો ને તેમની પાછળ કેટલાક કુમારો પણ દોડતા હતા, તેવામાં કૂતરો દોડતો દોડતો પાછળ આવતો દેખાયો. તે હાંફળો ફાંફળો થઈ ને આવતો હતો. કુમારોએ જોયું તો તેમણે શું દીઠું ?

છોકરાઓ : શું દીઠું ?

મોટી બા : એમણે દીઠું કે કૂતરાનું જડબું આમ ઉઘાડેલું હતું ને એનાં મોંમાં એવી રીતે બાણ મારેલો હતો કે તે ઉઘાડું જ રહે ને તેને ભસતા ન આવે. આ તો એક અજાયબી વાત હતી. બધા દિંગ થઈ ગયા. એવી કરામત તો કોઈ ને આવડતી ન હતી. અર્જુન તો આ કસબ જોઈ ને છક જ બની ગયો. તે કૂતરાને આચાર્યપાસે લઈ ગયો ને આ કરામત તેમને બતાવી. આચાર્ય પણ ચકિત થયા. એવો કસબી ધનુર્ધારી વળી કોણ હશે ? પોતે પણ એવી કળા જાણતા ન હતા. તે બોલ્યા : 'અરે એ કેવો વીર જેણે એવું અદ્ભુત કૃત્ય કર્યું ! ચાલો, આપણે બધા તે કોણ છે તે ખોળી કાઢીએ.' એમ કહીને તે આગળ ચાલતા થયા જે દિશાએથી તે કૂતરો આવ્યો હતો ને તે દિશાએ. અને તેમની પાછળ બધા રાજકુમારો ચાલ્યા. અર્જુન તો અધીરો થયો હતો તેને જોવા, ને એવી કળા આપણને કેમ નહિ મળી એવો વિચાર એના મનમાં ચાલતો હતો.

દૂર સુધી અરણ્યમાં તેઓ ગયા, બધા આમ જુએ, તેમ જુએ. પણ બધે ઝાડ ને ઝાડ, ઝાડો સિવાય બીજું કંઈ જોવામાં જ આવતું નહિ. ગીચોગીચ ઝાડી. હવે શું કરવું. તો પણ તેઓ આગળ ને આગળ ધપતા ગયા. તો એકદમ એવી જગ્યા આવી કે જ્યાં વચમાં મોટું મેદાન હતું, ને ત્યાં એક બાળક હાથમાં ધનુષ્ય લઈને બાણ મારવાનો અભ્યાસ કરતો હતો. તેને જોઈને સહુ ચોંક્યા. એ તો એક જંગલી બાળક દેખાતો હતો. એના માથાના વાળ લાંબા ને છૂટેલા, ડિલપર લગોટી વગર કપડું નહિ, કાળા વર્ણનો એ છોકરો હતો. તેનો ચહેરો દેખાતો ન હતો, કારણ કે તેની પીઠ એમના તરફ હતી, ને બાણ ફેંકવામાં તે એટલો બધો મશગૂલ થઈ ગયો હતો કે આ માણસોનો પગરવ પણ એણે સાંભળ્યો નહિ; ને તે એવી રીતે બાણ ફેંકતો હતો કે એવા મોટા ધનુર્વિદ્યામાં નિષ્ણાત દ્રોણાચાર્ય, પણ તે પણ ચકિત થયા. તે આગળ ધસ્યા ને તેમણે તેના વાંસાપર હાથ મૂક્યો.

છોકરાઓ : પછી શું થયું ?

મોટી બા : ચમકીને બાળકે પાછળ જોયું. તો પોતે કોને જુએ છે? દ્રોણાચાર્ય! તે ચટ દઈને એમને પગે લાગ્યો. આચાર્યે ઉઠાડ્યો ને પૂછ્યું : બેટા ! તું કોણ છે ને કોણે તેને ધનુર્વિદ્યાનો એવો ઉત્કૃષ્ટ પાઠ ભણાવ્યો ?

બાળક કહે : હું ભીલ રાજાનો દીકરો છું – એકલવ્ય. ને મને આ વિદ્યા ભણાવી તે – તે, આચાર્ય, તમે પોતે !

એટલે આચાર્ય બોલ્યા : એં ? મેં તને આ વિદ્યા શિખાડી ? ક્યારે ?

એકલવ્ય બોલ્યો : આચાર્યદેવ, આપ રાજકુમારોને વિદ્યા શિખાડતા હતા એમ મેં સાંભળેલું, એટલે મને લાગ્યું કે એવા મોટા આચાર્યદેવ પાસેથી વિદ્યા લેવાની તક આપણને મળે તો કેવું આપણું ભાગ્ય! એટલે હું આપની પાસે આવેલો, પણ આપે તે વખતે કહેલું કે તું આર્યજાતિનો નથી એટલે વિદ્યા તને નહિ આપું. મને ઘણું દુ:ખ થયું, પણ મેં મનમાં નિશ્ચય કર્યો કે આપની પાસેથી જ વિદ્યાનો પાઠ લેવો. એટલે અહીં આવીને મેં આ આપનું પૂતળું અહીં બનાવ્યું

ને એને પૂછીપૂછીને હું આ વિદ્યા આટલાસુધી શીખ્યો છું. આ આપનો જ આશીર્વાદ છે. આપ જ મારા ગુરુદેવ છો.

તે સાંભળી આચાર્યની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. તેમણે તે બાળકનું માથું ઊંચકીને સૂંઘ્યું.

છોકરાઓ : તે શા માટે ?

મોટી બા : વડીલોની એ રીત હતી. લાડકવાયા બાળકોપરનું પ્રેમ તે આવી રીતે બતાવતા.

છોકરાઓ : એટલે દ્રોણાચાર્યને એકલવ્યપર પ્રેમ થયું ?

મોટી બા : હા, કેમ નહિ થાય ? એવો એકનિષ્ઠ વિદ્યાર્થી જે માત્ર પૂતળું ઊભું કરીને તેની પાસેથી વિદ્યા પોતે જ ગ્રહણ કરે એને વિષે કોને પ્રેમ ન ઊભરી આવે ?

છોકરાઓ : પછી શું થયું ?

મોટીબા : પછીની વાત કંઈ સારી નથી, કહેવા જેવી નથી.

છોકરાઓ : ના ના, કહો, મોટી બા, પછી શું થયું ?

મોટીબા : પછી એમ થયું કે અર્જુનને રોષ ચડ્યો. એને તે બાળક વિષે મત્સર જાગ્યો. તેને એમ ગર્વ હતો ને કે દ્રોણાચાર્યનો મારા જેવો બીજો શિષ્ય નથી, તે હવે એવો શિષ્ય મળ્યો કે જે તેના કરતાં પણ ચડિયાતો હતો. તે અર્જુન સાંખી ન શક્યો. આચાર્ય પાસે આવી તે કહેવા લાગ્યો, આચાર્ય, આપ કહેતા કે અર્જુન, તારા કરતાં મારો આ દુનિયામાં કોઈ ચડિયાતો શિષ્ય નથી, તે વાત અત્યારે જૂઠી સાબિત થઈ. દ્રોણાચાર્યે કહ્યું કે, બેટા, વાત તો મેં તને સાચી જ કહી હતી, પણ એકલવ્ય તારા કરતાં ચડ્યો છે તે એની તપશ્ચર્યા ને નિષ્ઠાને લીધે. હું ક્યાં એને શિખાડવા અહીં આવ્યો હતો ? પણ અર્જુન કહે, ના, તે વિદ્યા મને પણ તમે શિખાવો. આચાર્ય કહે, અર્જુન, તે વિદ્યા એકલવ્યે પોતે જ શીખી લીધી છે; પણ અર્જુન હઠ લઈ બેઠો. એટલે દ્રોણાચાર્યે તેને સંતોષવા એક યુક્તિ કરી. તેઓ એકલવ્યને બોલ્યા, બેટા, તું કહે છે કે હું તારો ગુરુ છું. તો હવે ગુરુને દક્ષિણા તારે આપવી પડશે ને ? હું પોતે જ તે લેવા આવ્યો

છું. એકલવ્યે ભક્તિભાવથી હાથ જોડીને પૂછ્યું : આચાર્યદેવ, જે માગો તે મારી શક્તિમાં હોય તે હું આપને અર્પણ કરીશ. પછી આચાર્ય કહે, તારા જમણા હાથનો અંગૂઠો મને તોડી આપ.

છોકરાઓ : હેં? અંગૂઠાથી શું થાય?

મોટી બા : ધનુર્વિદ્યામાં અંગૂઠાથી જ બધું કામ થાય છે. અંગૂઠો ગયો એટલે વિદ્યા જ ગયી સમજો ની!

છોકરાઓ : એટલે દ્રોણાચાર્યે એકલવ્યની વિદ્યા જ મારી નાખી એમ કહેવાય ને?

મોટી બા : હા, એમ જ કહેવું જોઈએ. પોતાના પ્રિય શિષ્યને એવી રીતે બીજાને મારીને એમણે અદ્વિતીય કર્યો!

છોકરાઓ : એ કંઈ સારું થયું નહિ. આવા મોટા માણસો પણ એવું હલકું કામ કરે?

મોટી બા : એટલા વાસ્તે જ મેં તમને કહ્યું કે પછીની વાત કંઈ સારી નથી. ચાલો, હવે સૂઈ જાઓ.

## पाठ १४—व्याख्यान

ભાઈઓ અને બહેનો,

આજના સમારંભનું પ્રમુખપદ મને આપી તમે મારો જે બહુમાન કર્યો છે તે માટે હું તમારો આભારી છું. શિક્ષકજન ને વિદ્યાર્થીજનની વચ્ચે આવવા મળ્યું એ હું મારો અંગત લાભ માનું છું. આપ લોકોની સંગતિમાં આવતાં મનમાં જૂદી જ જાતના વિચારો જાગે છે. રાજકારણ, વેપારવ્યવહાર એવી એવી વાતોથી વિદ્યાનું આંગણું જૂદું છે. અહીં રકઝક ન હોય, ચડસાચડસી ન હોય, મત્સર ન હોય, સત્તા ને મત્તાનો પણ લોભ ન હોય, ગર્વ ને રોફ કરવાને સ્થાન ન હોય. અહીં સ્પર્ધા હોય તો તે જ્ઞાનને અંગે, અહીં લોભ હોય તો નવી નવી વાતો શીખવાને ને શીખવવાને અંગે, અહીં ગર્વ હોય તો પોતાના આચાર્યોને ને પોતાના મિત્રોને અંગે. એટલે અહીંનું વાતાવરણ એક જૂદી જ જાતનું, હું કહું તો, ઊંચી જાતનું છે. બહારનું વાતાવરણ અહીં લાવવાનું મને ગમે નહિ, અને કોઈ લાવવા માગે તો તે શોધખોળ એટલે કે સંશોધન કરવાને

નિમિત્ત જ. એવી એ જગા છે, ને તે તેવી જ રહેવી જોઈએ. વિદ્યાલય કે વિદ્યાપીઠ એટલે વિદ્યાનું ઘર કે સ્થાન. અહીં બધો વ્યવહાર વિદ્યા માટે થવાનો, જ્ઞાન મેળવવા ને આપવા માટે થવાનો. રાજકારણનો કોઈ મામલો અહીં આવે નહિ એમ નહિ, પણ આવે તો તેમાંથી શો સિદ્ધાંત નીકળે છે, શું તત્ત્વ-જ્ઞાન મળે છે તે મંથન કરીને કાઢવાનું ને પ્રકટ કરવાનું જ કામ અહીં હોય. વેપારનું કોઈ અંગ કે જે સાર્વજનિક જીવનમાં સમસ્યારૂપ ઊભું થયું હોય તેનું સંશોધન અહીં થાય ને જે કંઈ સંશોધનમાંથી નીકળે તે લોકોના ઉપયોગ માટે પ્રકટ થાય. એવી મારી વિદ્યાલયો, મહાવિદ્યાલયો, ને વિદ્યાપીઠો વિષે કલ્પના છે, કહો તો અપેક્ષા છે.

અધ્યયન ને અધ્યાપન બન્નેથી વિદ્યાની સાધના પૂર્ણ થાય છે. એટલે વિદ્યારૂપી કઠોળના એ બે દળો જ કહોની. અધ્યયન અધ્યાપન-વિના પૂર્ણ થતું નથી ને અધ્યાપન અધ્યયન વિના પૂર્ણ થતું નથી. બન્ને મળીને જ જે કંઈ જ્ઞાનલબ્ધિ છે તે છે. એટલે જ વિદ્યાર્થીઓ અધ્યાપકોની પણ ભૂમિકા કરે ને અધ્યાપકો વિદ્યાર્થી બને, વિદ્યાર્થીઓ અધ્યાપનનું પણ કામ કરે અને અધ્યાપકો વિદ્યાર્થીઓ પાસેથી પણ સીખી લે એમાં જ વિદ્યાસંપાદન પૂરતું થાય છે. સમાજને માટે આ બન્ને ભૂમિકાઓની આવશ્યકતા છે. એકલું વિદ્યાર્થીપણું કાચું છે, એકલું અધ્યાપકત્વ જ્ઞાનસમૃદ્ધિના માર્ગમાં રુકાવટ છે. સ્ત્રી-પુંસ્ અંશોના સંયોગથી જેમ ફળધારણા થાય છે તેવી રીતે વિદ્યાર્થિપણું કે અધ્યાપક-પણું આ બે ભૂમિકાઓના ને કાર્યોના સંયોગથી માણસનું વિદ્યાસાધન પૂરું થાય છે.

સામાજિક એટલે કે સમાજના વિધવિધ સમસ્યાઓના ઉકેલ કાઢવાની આપણી વિદ્યાસંસ્થાઓ પ્રયોગશાળા બનવી જોઈએ એમ મેં કહ્યું તો તેને માટે તેવું વાતાવરણ, તેવું નિઃપક્ષપાતીપણું, તેવી શુદ્ધતા, તેવી પ્રમાણિકતા ને તેવો વિદ્યાર્થી-અધ્યાપકોનો પરસ્પર-સહકારભાવ અહીં રહેવો જોઈએ ને રહે એવી ખબરદારી લેવાઈ ગયી હોવી જોઈએ. એ ગંભીર જવાબદારી અધ્યાપક એટલે કે સંસ્થા-સંચાલક ને વિદ્યાર્થીઓ આ બન્નેપર સરખી જ છે. વિદ્યાસ્થાનો જ

ખુદ સમાજને માટે સમસ્યા ન બને એવી કાળજી રાખવી ઘટે છે. નહિ તો ધન્વન્તરી જ પોતે દરદી બને એવી સ્થિતિ થાય ને સમાજની તંદુરસ્તી જોખમમાં આવે, જોખમમાં રહે. આવી સ્થિતિ બનવા ન દેવી એનો ભાર વિદ્યાર્થીઓ ને સંચાલકો બન્ને ઉપર છે, એમ મને લાગે છે.

વિદ્યાસ્થાનબહારના સમાજનું, સમસ્યાપૂર્ણ વાતાવરણમાંનું એક પ્રાણી તમારી પાસેથી શું અપેક્ષા રાખે છે તે આ પ્રસંગે ટૂંકામાં તમારી આગળ રજુ કરવાની તક મેં સાધી છે. તે તક આપવા માટે હું ફરી પાછો તમારો મનઃપૂર્વક આભાર માનું છું.

## अभ्यास

१. पुढे मुद्दे दिले आहेत त्यावरून गुजरातीत एक गोष्ट तयार करा : एक राजाचा गुलाम...निसटून पळून जातो...जंगलात...सिंह दिसतो...सिंहाच्या पायात काटा...काटा काढतो...गुलामाला पकडतात...साठमारीच्या मैदानात भुकेल्या सिंहापुढे उभे करतात...सिंह आपल्या उपकारकर्त्याला ओळखतो...गुलाम त्याला भेटतो...राजाला आश्चर्य वाटते...गुलामाची सुटका.

२ एक लहान मुलगा आपल्या वडिलांना पाऊस कसा पडतो ते विचारतो व वडील त्याला माहिती देतात. तो संवाद गुजरातीत लिहा.

३. सूर्योदयाचे किंवा सूर्यास्ताचे वर्णन दहा ओळीत गुजरातीत करा.

[ या सर्वांकरिता मागे नाम, क्रियापद, विशेषण, अव्यय यांचे शब्द-संग्रह दिले आहेत त्यांतील शब्दांचा उपयोग करता येईल. ]

*

# प्रकरण २० : पत्रलेखन

पत्र लिहिताना ते लिहिण्याची सुद्धा वेगवेगळ्या समाजांत वेगवेगळ्या प्रकारची पद्धती असते. महाराष्ट्रात पत्रे लिहिण्याची जी पद्धत आहे त्यात पत्राचे (१) संबोधन, (२) मायना, (३) मजकूर, (४) निरोपशब्द, आणि (५) सही एवढे भाग सर्वसामान्यपणे असतात हे आपल्याला माहीतच आहे. गुजरातेतसुद्धा पत्रलेखनाचे हेच घटक असतात—थोड्या वेगळ्या स्वरूपाचे. ते स्वरूप खालीलप्रमाणे :

(१) **संबोधन :**

(अ) कुटुंबातील वडील माणसांना—'પૂજ્ય પિતાશ્રીની સેવામાં', 'મુરબ્બી પૂજ્ય પિતાશ્રીની સેવામાં', 'પૂજ્ય માતુશ્રીની સેવામાં', 'પૂજ્ય બા', 'મુરબ્બી મોટાભાઈ'.

(आ) इतर पूज्य व्यक्तींना—'મુરબ્બી ભાઈશ્રી ....'

(इ) कुटुंबातील लहानांना—'ચિ. ....', 'પ્રિય ....'

(ई) इतर सामान्य व्यक्तींना—'ભાઈ', 'ભાઈશ્રી ....', 'શ્રીમતી ....બહેન'.

(२) **मायना**—म्हणजे 'सकळगुणालंकृत इ. इ.' किंवा 'तीर्थरूप वडिलांचे चरणी त्रिकाल मस्तक ठेवून' इ. इ. असा गुजरातीत बहुधा वापरला जात नाही. वरील संबोधनानंतर पत्राच्या मजकुरालाच सुरुवात होते.

(३) **निरोपशब्द**—म्हणजे 'आपला आज्ञांकित', 'आपला', 'तुमचा', 'तुझा'—या ठिकाणी गुजराती पत्रात प्रथम 'લિ.' म्हणजे 'લિખિતંગ' (=लिहिणारा–री) असे लिहून व पुढे '**આપનો**', '**આપનો આજ્ઞાંકિત**', '**તમારો–રી**', '**તારો–રી**' लिहून सही करतात किंवा सहीनंतर '**ના સવિનય પ્રણામ**'. (वडिलांना व पूज्यांना), मित्रांना किंवा बरोबरच्यांना '**વંદન**', '**વંદે માતરમ્**', '**જયહિંદ**', '**જયજય**' किंवा फक्त '**નમસ્કાર**', लहानांना '**આશીર્વાદ**' असे लिहितात. पुढे पत्रांचे काही नमुने दिले आहेत, त्यावरून खुलासा होईल :

૧

[ પિતાને પત્ર ] ૨૬૭, કસબા પેઠ, પુણે ૨

તા............

મુરબ્બી પૂજ્ય પિતાશ્રીની સેવામાં,

કાલે સાંજે સાત વાગે હું અહીં પહોંચ્યો. રસ્તામાં બે વખત ગાડી ફેલ થઈ હતી, પણ વધારે ત્રાસ ન થતાં ભલે થોડો મોડો પણ સુખરૂપ આવી પહોંચ્યો.

ફઈબાને મળ્યો ને તેમને આપના સમાચાર સંભળાવ્યા. મારી પરીક્ષા ને મુલાકાત સંબંધે પણ કહ્યું. બાબાસાહેબ મહાબળેશ્વર ગયા હોવાથી મળી ન શક્યો. તે પરમ દિવસે આવવાના છે. જયંતની પરીક્ષા પણ ચાલુ જ છે. અત્યારસુધીના એના પેપર સારા ગયા છે એમ કહે છે. સુમન થોડી માંદી છે. પણ ચિંતા કરવા જેવું નથી.

પરીક્ષા સ્થળે હું બરાબર વખતસર જઈશ, ને ખંતથી બધું કરીશ એ વિષે આપ નિશ્ચિંત રહેજો. બે ત્રણ દિવસો પછી ફરી પાછો એક કાગળ લખીને જણાવીશ જ.

બાને મારા સપ્રેમ પ્રણામ અને નાના બધાને આશીર્વાદ. વસંત બાપુ પાસેથી મારું પેન લાવ્યો કે નહિ તે પૂછજો ને નહિ લાવ્યો હોય તો લાવવાને કહેજો.

લિ૦ આપનો આજ્ઞાંકિત

ભાસ્કર

૨

[ નાના ભાઈને ]

પ્રિય મનુ,

તારો કાગળ મળ્યો. હું તો એની રાહ જ જોતો હતો. કેતકી અને પાપા બન્ને ત્યાં આવ્યા છે તે તમારા કાગળપરથી સમજાયું. પાપાને કહે કે મને મળ્યાવગર તે જાય નહિ. મારાં અહિંયાનાં કામ હજી બે દિવસ ચાલશે—એટલે બુધવાર આખરસુધી. ગુરુવારે મારે

પ્રિન્સિપૉલસાહેબને મળવું છે. એમણે મને સૂચના આપી છે કે જતાં પહેલાં હું તેમને મળું. કામ શું તે હું જાણતો નથી. પણ કદાચ સ્કૉલરશિપને અંગે હોય.

બા હવે ફરવા લાગ્યાં છે એ સમજીને ઘણો આનંદ થયો. હું ત્યાંથી કેટલે ભારી હૈયાથી નીકળ્યો હતો એ તું જાણે છે જ. હવે એ ભાર હલકો થયો. તેમને ક્યારે મળીશ એવું મનમાં થાય છે. પણ હજી ત્રણ દિવસ કાઢવાના છે.

તમારા બધાના પેપર્સ સારા ગયા છે એ સમજીને સંતોષ થયો. ચંદુની મને ઘણી ચિંતા હતી, પણ એમણે પોતાનું કામ ઠીક કર્યું. બાને હવે નીરાંત થઈ હશે. બધા મજામાં હશો.

આપણે શુક્રવારે મળવાના જ છીએ એટલે અહીં થોભું છું.

લિ૦ તારો મોટાભાઈ

૨

[ વેપારીનો, ઘરાકને ]

શ્રી મોહનલાલ વખારીયા
‘ કૅસલ ’, ૭૮ પેદ્દર રોડ,
મુંબઈ........

મહાશય,

આપની પાસે અમારા હિસાબના રૂ. ૫૦૬ પૈસા ૩૮ ઘણા લાંબા સમયથી બાકી લેણા નીકળે છે. આપને તે વિષે પહેલાં ત્રણ વાર લખી ચૂકયા છીએ છતાં આપના તરફથી કશો જ જવાબ મળ્યો નથી. આ ચોથી વખતે જણાવીએ છીએ. તેનો જવાબ તરીકે આપ હિસાબ ચોખ્ખો કરશો એવી આશા રાખીએ છીએ. નહિતર અમારે અમારી લેણી રકમ વસૂલ કરવા માટે કાયદેસરનાં પગલાં લેવાં પડશે.

આપનો
ચુનીલાલ પારેખ
ડાયરેક્ટર, પારેખ ઍન્ડ કું.

४

[ અંગત સહાયકની જગ્યા માટે અરજીનો પત્ર ]

શ્રી ડાયરેક્ટર, ત્રિવેદી ઍન્ડ કું.
મહમંદઅલી રોડ, મુંબઈ.......

માનનીય મહાશય,

તા. ૯–૩–૧૯૬૬ ના 'સ્વાતંત્ર્યોદય' દૈનિકના અંકમાં આપની 'અંગત સહાયક' માટેની જાહેર ખબર મેં વાંચી છે. તેની અંદર જે લાયકાતો સદરહુ સહાયક માટે અપેક્ષિત છે તે હું વાંચી ગયો છું અને મારી નમ્ર ધારણા છે કે તે કામ માટે હું લાયક થઈ શકીશ.

મારી ઉંમર છવ્વીસ વર્ષની છે. ૧૯૬૨માં હું ........ વિદ્યાપીઠનો પહેલા વર્ગમાં ઉત્તીર્ણ થઈને સ્નાતક થયો છું. મારું શિક્ષણ ........... સોસાયટીના કૉમર્સ કૉલેજમાં થયું છે અને સેક્રેટરીશિપનો અભ્યાસ મારો એક ખાસ વિષય હતો. ત્યાર પછી મેં અનુભવ માટે "સૂરજમલ ઍન્ડ કું., મુંબઈ" માં બે વરસ ગાળ્યાં હતાં. આ પત્ર સાથે મારી લાયકાતના કેટલાંક પ્રમાણપત્રોની નકલો મોકલું છું તેપરથી આપ સાહેબને ખ્યાલ આવશે. આ ઉપરાન્ત મારે વિષે કંઈ વિશેષ માહિતી જોઈતી હોય તો તે આપવા હું તૈયાર છું.

પ્રમાણપત્રો ઉપરથી જો આપને મારી પ્રત્યક્ષ મુલાકાત આવશ્યક લાગે તો મને જણાવવાની કૃપા કરશો.

મને આ જગ્યા આપવામાં આવે તો હું સંબંધિત બધાને મારા કામથી સંતોષ આપીશ એની ખાતરી આપું છું.

લિ૦ વિનીત

................

૫

[ વૃત્તપત્રના તંત્રીને, સાર્વજનિક ફરિયાદ ]

શ્રી તંત્રી, ‘સ્વાતંત્ર્યોદય’

................

મહાશય,

........... નગરપાલિકાએ હમણાં જ પોતાનો રજત-મહોત્સવ ઊજવ્યો હતો. તે વખતે હમારા માનનીય મહાપૌર સાહેબે અમારી નગરપાલિકાના ગત પચીસ સાલનો હેવાલ રજૂ કર્યો હતો. તેની અંદર નગરપાલિકાએ અત્યારસુધી કેટલાં કામો પાર પાડયાં તેની યાદી આપી હતી. એ સાચું છે કે આ શહેરના કેટલાક રસ્તાઓ પહેલા કરતાં આજે પહોળા થયા છે ને તે ઉપરથી પાલિકાની બસ-ગાડીઓ દોડે છે. એ પણ સાચી વાત છે કે પાલિકાનું કાર્યાલય પહેલા કરતાં ચારગણું મોટું બાંધવામાં આવ્યું છે. પણ આ નગરપાલિકાનું ધ્યાન હજુ સુધી આ શહેરની સાંકડી શેરીઓ, જે સાંખી ન શકાય એવી દુર્ગંધથી ભરેલી છે તે, અત્યારસુધી પહોળી કરવા તરફ ગયું નથી, એટલું જ નહિ પણ દુર્ગંધનાં કારણો નાબૂદ કરવાના પણ નગરપિતાઓએ કાંઈ પણ પ્રયાસ કરેલા નથી એ મારે દુઃખપૂર્વક જણાવી દેવું જોઈએ. જ્યાં સુધી આપણું શહેર આવી ગંદકીથી ભરેલું રહેશે ને અહીંના શૌચસેવકોની એટલે ભંગીઓની કાર્યપદ્ધતિ સુધરી નથી ત્યાંસુધી પોતાને ‘સુધરાઈ’ નામ લેવાનો ને પોતાનું ગૌરવ માનવાનો અમારી નગરપાલિકાઓને હક નથી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

અમારા મહાપૌર સાહેબે તૈયાર કામોની યાદી આપી તેની સાથે જ ‘નાકામ’ની એટલે કે ‘સભા-તહકૂબી’ની પણ યાદી આપી હોત તો સાલમાં કેટલા દિવસ નગરપાલિકાના સભ્યોએ પ્રત્યક્ષ કામ કર્યું એનો કંઈક ખ્યાલ નાગરિકોને આવત! પક્ષોપપક્ષોના માંહો-

માંહેના ઝઘડાઓ સુધરાઈના કામ ઉપર કેટલી બધી અસર કરે છે એ એક અભ્યાસનો વિષય થઈ પડ્યો છે.

લિ. આપનો
એક નગરજન

## अभ्यास

अमदाबादेतील एका प्राध्यापकाचा पत्ता तुम्हांला मिळाला आहे. ते प्राध्यापक महाराष्ट्रातील तरुणाशीं पत्रमैत्री जोडू इच्छीत आहेत. त्यांना तुम्ही गुजरातीत लिहिलेली दोन व त्यांनी तुम्हांला मराठीत लिहिलेली दोन अशी एकूण चार पत्रे कल्पून लिहा.

*

# प्रकरण २१ : बातमीपत्रे इ.

१

## અ. ભા. પૂરક અન્ન પરિષદ

અખિલ ભારતીય પૂરક અન્ન પરિષદ ગયા શનિવારે ને રવિવારે તા. ૩૦ ને ૩૧ મીએ મુંબઈ ખાતે મળી હતી. પરિષદનું ઉદ્ઘાટન કેન્દ્રીય મંત્રી શ્રી........એ કર્યું હતું. પ્રમુખપદે શ્રી. અન્નપૂર્ણા માયાવતી હતાં. પરિષદમાં વિવિધ રાજ્યોના પૂરક અન્ન-મંડલો તરફથી લગભગ ત્રણસો સ્ત્રી-પુરુષ પ્રતિનિધિઓ આવ્યા હતા. પરિષદ ષણ્મુખાનંદ નાટ્યગૃહમાં ભરાયી હતી. પ્રેક્ષક કે શ્રોતા તરીકે શહેરના પ્રતિષ્ઠિત નાગરિક સ્ત્રી-પુરુષોએ ઠીક હાજરી આપી હતી. કેટલાક પરદેશસ્થ મહેમાનો પણ દેખાતા હતા.

ઉદ્ઘાટનમાં નામદાર શ્રી........એ કહ્યું હતું કે ભારતમાં આજે અન્નની સમસ્યાએ ઉગ્ર રૂપ ધારણ કર્યું છે. એક તો ભારતમાં આમ ૮–૧૦ ટકા અનાજની હંમેશા ત્રુટી જ રહેતી આવી છે, પણ ચાલુ સાલમાં અલગ અલગ રાજ્યોમાં વરસાદ ઓછો થવાથી અનાજની ત્રુટી મોટા પ્રમાણમાં ભાસે છે. સરકાર એ ત્રુટી પૂરવાની પોતા તરફથી બધી કોશીશ કરી રહી છે; લોકોને વધારે પડતી તકલીફ ન સહેવી પડે એવી સરકારની ઇચ્છા છે ને તે માટે સરકાર દેશમાં જેટલું અનાજ જમા કરી શકે તેટલું કરવાના પ્રયાસ કરી રહી છે ને પરદેશમાંથી પણ ધાન્ય ભરપૂર પ્રમાણમાં લાવવાની તજવીજ ચાલુ છે. પરંતુ તેટલાથી આ કામ સફળ થવાનું નથી. લોકોએ પણ પોતાતરફથી બને તેટલા પ્રયાસ કરવા જોઈએ, એમ ના. મંત્રીએ કહ્યું હતું. તેમણે ઉમેર્યું હતું કે ખાસ કરીને મારે મોટા ખેડૂત છે તેઓને ને વેપારીઓને પણ સરકારને સાથ આપવા ને લોકોના કષ્ટ ઓછા કરવા વિનંતિ કરવી છે. લોકોએ પણ અનાજનો સંભાળ રાખવો જોઈએ, એટલે કે એ ખરચ પૂરતું જ વાપરવું જોઈએ, તેમ તે વેડફવા ન દેવું જોઈએ.

નામદાર મંત્રીના ભાષણ પછી સંદેશો વંચાયા ને અધ્યક્ષાનું ભાષણ થયું. પરિષદની આગળ દસ પ્રસ્તાવો આવ્યા હતા, એમાં

સરકારની નીતિનો નિષેધ કરવાનો પણ એક પ્રસ્તાવ હતો એમ જણાય છે, પણ તે અધ્યક્ષાની મધ્યસ્થીને લીધે પાછો લેવામાં આવ્યો હતો. એકંદરે ચાર પ્રસ્તાવ મંજૂર થયા ને પરિષદ રવિવારે સાંજે છ વાગે પૂરી થઈ.

પરિષદ સાથે એક પૂરક અન્નોનું ને પદાર્થોનું પ્રદર્શન પણ ભરાવવામાં આવ્યું હતું. તેમાં ચોખા, ગહૂં, જવાર, બાજરા વગેરે પ્રધાન અનાજ વર્જ કરીને કેટલી વાનીઓ કેવી રીતે બનાવી શકાય તે બતાવવામાં આવ્યું હતું. એવી વાનીઓ વેચાણ માટે પણ મૂકવામાં આવી હતી. બે દિવસોમાં ચાર હજાર રૂપિયાનું વેચાણ થયું એમ જાણવામાં આવે છે.

૨

## સંગમપુરનું ખબરપત્ર

સંગમપુર તા. ૮—૧૯૬૭ની ચૂંટણીના પડઘા હવે અહીં પણ વાગવા લાગ્યા છે. નામદાર ઉપમંત્રી........નો એ મતદાર સંઘ કહેવાય. પણ અહીંની કૉંગ્રેસમાં બે તડ પડ્યાંનું ઉઘાડી રીતે જાહેર થયું છે, ને ઉમેદવારી માટે બન્નેમાં ઝઘડો જાગ્યો છે; એક તડ છે નામદાર ઉપમંત્રીનું ને બીજું છે શ્રી વિશ્વાસરાવ ઘાટગેનું. શ્રી. ઘાટગેએ ગયા ત્રણ વરસમાં જિલા, તાલુકા ને કેટલીક ગ્રામપંચાયતોમાં પોતાનો પક્ષ મજબૂત કર્યો છે ને પોતાના કાર્યથી તે લોકપ્રિય પણ થયા છે. આ મતદાર સંઘમાં શ્રી ઘાટગેને જ કૉંગ્રેસે ટિકિટ આપવી જોઈએ એમ લોકો બોલવા લાગ્યા છે.

સંયુક્ત સમાજવાદી પક્ષનું પણ અહીં થોડું ઘણું જોર છે. પ્રજાસમાજવાદીઓનું બળ ઓછું છે. પ્ર. સ. પક્ષ અહીં પોતાનો ઉમેદવાર ઊભો કરી શકે એમ લાગતું નથી. જનસંઘ પણ પોતાનું બળ અજમાવશે એમ એમની તૈયારી પરથી લાગે છે. પણ અહીંનો ખરો સામનો તો કૉંગ્રેસ ને સં. સ. પક્ષમાં જ થશે એવાં ચિહ્નો છે.

ગયા ગુરુવારે અહીંની જિનિંગ કારખાનાને આગ લાગી ને તેમાં વીસ હજારનું નુકસાન થયું એમ જણાય છે. કપાસની સેંકડો ગાંસડીઓ

આગમાં ભસ્મ થઈ ગયી. નગરપાલિકાનો એકલવાયો બંબો આગ ભડક્યા પછી દસ મિનિટમાં આવી પહોંચ્યો હતો, પણ પાણીને જોર ન રહેવાથી આગ હોલવામાં ઘણો વખત ગયો ને નુકસાન ભારે થયું. પાણીની તંગી આમ તો ઉનાળામાં હમેશાં હોય છે, આ વખતે તો વરસાદની અછતને કારણે કુવાઓમાં પણ પાણી રહ્યું નથી. લોકોમાં ઘબરાટ પેદા થવા લાગ્યો છે. જિલ્લા પરિષદે પીવા માટે પાણીની તજવીજ ટૅંકર મારફતે કરવી જોઈએ એવી લોકોની માગણી છે.

ગયા બજારને દિવસે અનાજના ભાવ તેજીમાં હતાં. જુવાર ૧૧૫ થી ૧૨૦ રૂ., બાજરી ૧૧૬ થી ૧૨૨, ચણા ૨૦૨ થી ૨૧૨, મગ ૯૬ થી ૧૦૦, ને તુવર ૧૨૮ થી ૧૩૨. અહીંના બજાર પર સરકારની છૂપી દેખરેખ છે એવી અફવાથી જથ્થાબંધ વેચાણ થયું નહિ, છૂટક વેચાણ પણ ઘણું જ ઓછું થયું, કારણ કે ઘરાકની ખરીદશક્તિ ચડેલાં ભાવે અનાજ પણ ખરીદવાની રહી નથી. સરકારે અનાજ સસ્તા ભાવે આપવાની વ્યવસ્થા તરત કરવી જોઈએ એવી લોકોની માગણી છે.

# प्रकरण २२ : कित्ता म्हणून काही निवडक उतारे

१

## બુદ્ધ અવતાર

ભગવાન બુદ્ધને આપણે શ્રીવિષ્ણુનો અવતાર માનીએ છીએ. મને થાય છે કે તથાગતને અવતાર માનવો જ હોય તો મહાદેવનો અવતાર કેમ ન માનીએ? તે ભવપાલક નથી, ભવરોગઘ્ન–ભવનાશક છે. પણ શાક્ય મુનિને અવતાર માનવો એ જ મને પસંદ નથી. અવતાર એટલે શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત એવા પરમેશ્વર દુન્યવી રૂપ ધારણ કરી 'નીચે ઊતરે છે', તે માણસોમાં રહીને માણસની પેઠે ભલે વર્તે, પણ તે માણસ નથી; તેની ન્યાત જુદી છે. તેના અનુગ્રહથી આપણો ઉદ્ધાર ભલે થાય, પણ તેનું અનુકરણ કરવાની આપણને ઇચ્છા થવાની નથી. આપણે કૃષ્ણના ઉપાસક બની શકીએ છીએ, પણ કૃષ્ણનું અનુકરણ તો ન જ કરીએ. ગૌતમ બુદ્ધ અવતાર ન હતા, માણસ હતા. દુનિયાનું દુઃખ જોઈને, સમ્યક્ જ્ઞાનનો અભાવ જોઈને 'તેઓ નીચે ઊતર્યા' નહિ 'ચડ્યા.' સામાન્ય જીવ—પણ શ્રદ્ધાવાન જીવ—અનેક જન્મ સુધી ચડતા ચડતા બોધિસત્ત્વના બુદ્ધ થયા; મનુષ્યના દેવ બન્યા; શુદ્ધ, બુદ્ધ, મુક્ત બન્યા; આર્ય હતા અર્હત બન્યા. તેમનું જીવન અનુકરણીય છે. બુદ્ધ ભગવાને માણસ ક્યાં સુધી ચડી શકે છે એ દુનિયાને બતાવી દીધું છે. શ્રદ્ધા અને કરુણાની તેઓ મૂર્તિ હતા. 'સાંસારિક જનોનું દુઃખ જોઈ મારું મન રડે છે, **તેથી** તે દુઃખ મટાડવાની દવા હોવી જ જોઈએ; અને તે છે **તેથી** મારે તે મેળવવી જ જોઈશે;' એ શ્રદ્ધાથી—અંતઃશ્રદ્ધાથી—તેમણે રાજ્યત્યાગ કર્યો. આ વીરકર્મ મનુષ્યજાતિ છે ત્યાંસુધી ગવાશે.

સિદ્ધાર્થનો ત્યાગ સફળ થયો અને આર્યાવર્તમાં ધર્મચક્રપ્રવર્તન શરૂ થયું. બુદ્ધ ભગવાનનો ધર્મ ગૂઢવાદી નથી, 'અતિવાદી' નથી, છતાં તે સામાન્ય નીતિધર્મ પણ નથી. તેમાં અહંકારનો નાશ ઉદ્દિષ્ટ છે અને નિર્વાણ એ તેનું પ્રાપ્તવ્ય છે.

સામાન્ય લોકોને માટે બુદ્ધ ભગવાને નીચેના નિયમ કહ્યા હતા :

કોઈની હિંસા ન કરવી.
અન્યાયથી કશું લેવું નહિ.
શારીરિક પવિત્રતા છોડવી નહિ.
અસત્ય ભાષણ ન કરવું.
ચાડી ખાવી નહિ.
કઠોર બોલવું નહિ.
નકામી લવરી કે નિંદા ન કરવી.
બીજાના દ્રવ્યનો લોભ ન રાખવો.
મનમાંથી ક્રોધ કાઢી નાખવો.
મિથ્યા દૃષ્ટિ એટલે નાસ્તિકતા રાખવી નહિ.

ભિક્ષુઓને માટે :

બ્રહ્મચર્યનું પાલન કરવુ.
માદક પદાર્થોનું સેવન ન કરવું.
બપોરપછી જમવું નહિ.
નૃત્ય, ગીત આદિ ઉદ્દીપક વસ્તુ ન જોવી કે સાંભળવી.
માલા, ગન્ધ વગેરે ન વાપરવાં.
ઊંચી કે સુંવાળી પથારી ઉપર ન સૂવું.
સોનું, ચાંદી વગેરેનો સ્વીકાર ન કરવો.

એવા વધારાના નિયમો બુદ્ધ ભગવાને ઘડી આપ્યા હતા.

—કાકા કાલેલકર ('જીવતા તહેવારો')

૨

## તારાઓ સાથે સખ્ય

કોઈ આપણને પૂછે કે "તમારા ઘરમાં કોણ કોણ છે?" તો આપણે એમ નથી કહેતા કે "ઘરમાં માણસો છે." આપણે તો એ પ્રશ્ન સાથે કૌટુંબિક જીવનનું ભાન જાગૃત થવાથી કહીએ છીએ, "મારા બાપા છે, મારી બા છે, વિમલા ને કમલા છે, હું છું, અને— અને મીની અને મોતિયો છે."

કોઈ પૂછે કે "તમારો બગીચો કેવો છે?" તો તમે એમ નથી કહેતા કે "અમારા બગીચામાં છોડ છે, પાંદડાં છે, અને ફૂલો છે," પણ તમે કહો છો કે "મોટા ગુલાબના ચાર છોડ છે, એક ખૂણે ચંપો છે, અને બીજે ખૂણે પારિજાત છે. મોગરાના છોડ તો હમણાં જ લાવ્યા છે; અને ગુલછડીને ધોળાં ધોળાં ફૂલ બેસવાની તૈયારી છે."

ત્યારે જો તમને કોઈ પૂછે કે "આકાશમાં તમે શું શું જુઓ છો?" ત્યારે શું તમે એવો જ જવાબ આપવાના કે "આકાશમાં દહાડે સૂરજ હોય છે અને રાત્રે ચાંદો અને તારા હોય છે?" નવલખ તારાનાં નામ કોઈ આપણી પાસે માગતુ નથી, પણ સવાર સાંજ બારે માસ જે તારાઓ ફરી ફરી દર્શન દે છે, જેમને સાક્ષી રાખી આપણાં બધાં સગાવહાલાંઓ પરણે છે, જેમને જોઈ ને મુસાફરો રાત્રે દિશા નક્કી કરે છે, જેમની મદદથી અજાણ્યા મુલકમાં પણ મોટી મોટી ફોજો અચૂક રસ્તો કાઢે છે, અને જેમના પરથી રાત્રે કેટલા વાગ્યા છે એ પણ આપણે થોડીક મહેનતથી નક્કી કરી શકીએ છીએ તે મોટા મોટા તારાઓનાં વીસ પચીસ નામોની પણ આપણને ખબર ન હોય? સપ્તર્ષિ, વીંછૂડો, હરણું, કૃત્તિકા, ચિત્રા, સ્વાતિ, હાથિયો, શ્રવણ વગેરે વેદકાળથી આપણને જગાડતા તારાઓની આકૃતિઓ અને એમનાં સ્થાન આપણે ઓળખી ન શકીએ?

સંગીત સાંભળવામાં જે આનંદ છે, બુદ્ધિબળ અજમાવવામાં જે એકાગ્રતા છે, મોટી નવલકથાનું કથાનક જાળવવામાં જે તલ્લીનતા છે, તે બધું આ તારાનિરીક્ષણમાં આપણને સહેજે મળે છે. આંખોને માટે એના કરતાં વધારે પૌષ્ટિક ખોરાક નથી. તારાઓને જે ઓળખી ન શકે તે માણસ સંસ્કારી નથી, અને મારો ગામડિયો છોકરો કહેશે કે એ માણસ ગામડિયો પણ નથી, કારણ કે ગામડિયાને પણ તારાઓના ચંદરવા જોયા વગર ઊંઘ ન આવે!

ઢોરો શું કહેશે એ આપણે જાણતા નથી.

—કાકા કાલેલકર,
('જીવનનો આનંદ')

૨

## મારા ગામડાની હાટડી

ગામડાની હાટડી એટલે ખાસ્સો લાંબો પહોળો એક ઓરડો. એમાં જ રાંધવાનું રસોડું, એમાં જ ઘરનું રાચરચીલું, એમાં જ માલની વખાર અને એમાં જ હાટનો થડો.

આ ગામડાની દુકાનમાં ચોખા મળે, દાળ મળે, મીઠું મળે મરચું મળે, તેલ મળે, દીવેલ મળે, ગોળ મળે, ઘી મળે, ચા મળે, ખાંડ મળે, બીડી મળે, તમાકુ મળે, અને જોઈતી હોય તો ડુંગળી કે દીવાસળીની પેટી પણ મળે. ટૂંકમાં, ગામડામાં વાપરવા જોગી બધી વસ્તુઓ મળે!

અમારા આ ગામમાં રોકડ નાણાંને કાંઈ બહુ માન નહિ. પૈસા તો કોઈ મજૂરી કરતા હોય એવા મજૂર જ લાવે. બાકી તો લાખી આવે ને કહેશે, "ટોકરકાકા, આ અડધી ડાંગરનો ગોળ આપો. બાકી રહે એમાંથી અડધીનું તેલ અને અડધીની મારી બાને સારુ છીંકણી આપો."

ટોકરકાકા ત્રાજવાની દાંડી ઊંચી કરી ન કરીને ડાંગરને કોઠીમાં પધરાવે અને કહેશે, "લે આ ગોળ, લે આ તેલ, અને આ તારી બા સારુ છીંકણી."

ત્યાં તો ચતુરી આવીને બૂમ મારે છે, "ટોકરકાકા, મારા બાપા કહી ગયા છે, અધમણ સૂંઢિયું આલો. હું ખેતરમાં જાઉં છું તે ઓરવા લેતી જાઉં."

ટોકરકાકા તાડૂકી ઊઠે છે, "તારો બાપ કયાં ગયો છે? અધમણ સૂંઢિયાને શું કરવું છે? હજુ ગયા વરસની તો એક પાઈ પણ ભરી નથી અને લાવો લાવો કરતા દોડ્યા આવે છે. લઈ જા આ પંદર શેર સૂંઢિયું અને કહે જે તારા બાપને કે પૈસા ઝટ આપી જાય."

ચતુરી સૂંઢિયું લઈને જાય છે ત્યાં તો બહાર નાયણા ઢેડનો છોકરો બૂમ મારે છે, "મોટા, એ મોટા, એક પૈસાનું તેલ આપો ને ભાઈસા'બ." ટોકર શેઠ એના નાના ભાઈને કહે છે, "ચૂનિયા, જા તેલ

આપ." ચૂનિયો તેલની બરણી બહાર લઈ જાય છે અને કહે છે, "મેલ વાડકી હેઠે." પછી બે પાવળાં તેલ રેડીને પૈસો ઉપાડી પાછો ફરે છે ત્યાં છોકરો ફરી બોલે છે, "મોટા, ભેગાભેગો એક પૈસાનો ગોળ પણ આલતા જાઓ." નાનો શેઠ બરાડી ઊઠે છે, "એક હાથે માગતાં શું જીભ દુ:ખે છે? મોટો ઘરાક થઈને આવ્યો છે તે!"

ટોકરકાકાને ત્યાં ગામના લગભગ બધા ખેડૂતો આવે જાય. ટોકરકાકાએ કોઈના કચારડામાં ભાગ રાખ્યો હોય, તો કોઈકના ખેતર ઉપર રૂપિયા ધીર્યા હોય; કોઈકનું ઘર લખાવી લીધું હોય, તો કોઈકનાં કડલાં કાંબી ઘરમાં બાંધી મૂકયાં હોય. કાંઈ નહિ તો છેવટે કોઈકના ડોબાનું ઘી લેવાનું પણ કાકા ભૂલે નહિ.

મારા ગામના લોકો ભણેલા નહિ; એટલે ટોકરકાકાની આંખ તે જ એમની આંખ. ટોકરકાકા કહેશે, "સાત પૈસાનો ગોળ, ત્રણ પૈસાનું તેલ, અઢી પૈસાની ખાંડ અને ચાર પૈસાની ચા. એટલે સાડાં સોળ પૈસા થયા. જા, ચાર આના આપજે."

નાથો ભગત ધીમે પગે ટોકરકાકાના ઓરડામાં આવે. થોડીવાર બેસે. ટોકરકાકા કહે એમ ચણાની ગૂણો આડી અવળી ખસેડે, બેચાર લાકડાં ફાડી આપે, અને ઊભો થતાં થતાં કહેશે: "કાકા, એક બે રૂપિયા ન આલો?"

"શું કરવા છે?"

"આ છોકરીને એને સાસરેથી તેડવા આવ્યા છે તે એક કાપડું ને સાલ્લો લેવાં હતાં."

"કાલે આવજે."

"કાકા, ત્રણ દિવસથી તો ફેરા થાય છે. અને કાલ તો છોકરીને વળાવવી છે. કાલે આલો તો લાવું કયારે ને કરું શું?"

"તારા આઠ તો બાકી છે," કાકાનો આવાજ મોટો થવા લાગ્યો; "આ વખતે મેં કશું જમા તો કરાવ્યું નથી, પછી મારે આપવા કયાંથી?"

"કાકા, આ તમાકુ વેચી છે એના પૈસા આવવાનાં છે. એમાંથી તમારા ભરી જઈશ. આ એક કામ કાઢો."

ટોકરકાકા બરાડી ઊઠ્યા: "પણ વ્યાજ જેટલું તો ભરવું જોઈએ ને? જા, લઈ જા લઈ જવા હોય તો. લે આ બે છે, ત્રણ ભરવા પડશે; પછી કહેશે કીધું નહોતું."

"કાકા, એમ શેં પહોંચાય?"

"તો મારો ગગો ક્યાં કુંવારો રહી જાય છે? મેલ પાછા."

ભગત કહેશે, "લાવો, લો લાવો. કાકા, પણ બે દી મોડું થાય તો વાજબાજ ચડાવશો નહિ."

"લો, વ્યાજ બ્યાજ ચઢાવશો નહિ! તારે બોલવામાં શું ગયું? ઠીક, પણ વહેલો દઈ જજે." ભગતે રૂપિયા ફાળિયાને છેડે બાંધ્યા ને ઘર તરફ ચાલવા માંડયું.

ગામમાં ટોકરકાકા જ્યાં જાય ત્યાં ગોદડું પાથરીને ઊંચે બેસાડે. કાકા બોલે નહિ એ પહેલાં તો હૂકાની ચલમ ભરી આપે અને કાકા ઘેર જાય એ પહેલાં તો દૂધનો લોટો એમને ઘેર પહોંચતો કર્યો હોય!

તમે કહેશો, ત્યારે તો ટોકરકાકા પ્રત્યે લોકોને ખૂબ સદ્ભાવ! પણ એ તો હું તમને કહું ત્યારે ખબર પડે. ટોકરકાકા ન હોય ત્યારે લોકો માંહોમાંહે શું બોલે છે એ ખબર છે? "એ ટોકરિયો વાણિયો જ આપણને ચૂસી ખાઈ ગયો છે. અહીં આવ્યો ત્યારે ખાવાનું ય ઠેકાણું હતું?" ખાતર ઉતાવળો ઉતાવળો બબડે છે: "તમે કહો છો એ બધુંય સાચું, પણ મારું કહેવુ એમ થાય છે કે, જ્યાં સુધી આપણાં છૈયાં બે આંકડા ભણશે નહિ, ત્યાંસુધી આપણું માથું ઊંચું થવાનું નથી. આપણે ભણેલા નહિ એટલે સૌ આપણને લૂંટે છે, સૌ હલકા ગણે છે—"

આવો રોષ છતાં વાણિયો સામો મળે છે ત્યારે તો બધા ડાવ-કાઈથી વર્તે છે, મીઠી મીઠી વાતો કરે છે, કારણ દરેક એક યા બીજે કારણે વાણિયાથી દબાયેલો છે.

—બબલભાઈ મહેતા ('મારું ગામડું')

४

## સ્વાશ્રય

સ્વાશ્રય એટલે કોઈની પણ મદદ વિના ટટાર ઊભા રહેવાની શક્તિ. આનો અર્થ એવો નથી કે બીજાની મદદને વિશે બેદરકાર રહેવું અથવા તેનો ત્યાગ કરવો અથવા તો તે ન ઇચ્છવી કે ન માગવી. પણ ઇચ્છતાં છતાં, માગ્યા છતાં મદદ ન મળે તોયે જે મનુષ્ય સ્વસ્થ રહી શકે, સ્વમાન જાળવી શકે, એ સ્વાશ્રયી છે. જે ખેડૂત બીજી મદદ મળી શકે તે છતાં પોતે જાતે ખેડે, વાવે, લણે, ખેતીના ઓજાર પોતે બનાવે, પોતાનાં કપડાં પોતે જ કાંતે, વણે, સીવે, પોતાનું અનાજ પોતે જ પકવે, અને ઘર પણ પોતે જ ચણે એ કાં તો બેવકૂફ હોય, કાં તો અભિમાની હોય અથવા તો જંગલી હોય. સ્વાશ્રયમાં શરીરયજ્ઞ આવી જાય છે. એટલે કે દરેક મનુષ્યે આજીવિકા પૂરતી શારીરિક મહેનત કરવી જોઈએ. તેથી જે માણસ આઠ કલાક સુધી ખેતીમાં કામ કરે છે, તેને વણકરની, સુતારની, લુહારની, કડિયાની મદદ લેવાનો અધિકાર છે. તે મદદ લેવાનો તેનો ધર્મ છે. અને તે મદદ તેને સહેજે મળી રહે છે. અને સુતાર-લુહારાદિ કારીગરો ખેડૂતની મહેનતને લઈને અનાજાદિ મેળવી શકે છે. જે આંખ હાતની મદદ વિના ચલાવવાનો ઇરાદો કરે તે આંખ સ્વાશ્રયી નહિ, પણ અભિમાની છે. અને જેમ આપણા શરીરને વિશે આપણાં અવયવો છે તે પોતપોતાના કાર્યપરત્વે સ્વાશ્રયી છે, અને સ્વાશ્રયી રહેતાં છતાં એકબીજાને સહાય કરવાથી પરોપકારી છે, તેમ જ એકબીજાની સહાય લેવાને લીધે પરાવલંબી છે, તેમ જ હિંદુસ્તાનરૂપી શરીરનાં આપણે ત્રીસ કોટિ અવયવો છીએ, પોતપોતાના ક્ષેત્રમાં સ્વાશ્રયી બનવાનો ધર્મ પાળવો જોઈએ અને પોતે રાષ્ટ્રનું અંગ છે એમ સિદ્ધ કરવાને સારુ બીજાઓની જોડે મદદની આપલે કરવી જોઈએ. ત્યારે જ આપણે રાષ્ટ્રને ખીલવ્યું ગણાય અને રાષ્ટ્રવાદી થયા ગણાઈએ.

ગાંધીજી ('ધર્મમંથન' પૃ. ૧૫૩–૫૪)

## ૫

## પત્ર

પૂ૦ બાપુજીની પવિત્ર સેવામાં

નાલવાડી વર્ધાથી દોઢ માઈલ દૂર કેવળ હરિજનોની વસ્તીનું ગામડું છે. તા. ૨૫ મીએ હરિસ્મરણ કરી ત્યાં રહેવાનો છું. વર્ધાનું આશ્રમ સ્થપાયું તેને હવે બાર વર્ષ થશે. એક સત્ર સમાપ્ત થયું. અનુભવ સારો મળ્યો. કર્તાપણાની ભાવના ગઈ. ઈશ્વર જ છે એની પ્રતીતિ થઈ. આટલાં વર્ષ હું વર્ધામાં રહ્યો નથી, આપની આજ્ઞામાં છું. આપના આશીર્વાદ સિવાય આ દુનિયામાં બીજું બધું શૂન્ય છે. આ બાર વર્ષમાં વ્રતોનું પાલન કરવાનો સતત પ્રયત્ન કર્યો એમ કહી શકું. છતાં ઘણી અપૂર્ણતા જોઉં છું. મારી ઇશ્વરને વિષે જેટલી ભક્તિ તેના કરતાં ઈશ્વરની મારા ઉપર કૃપા બહુ જ વધારે જોઈ.

આપના આશીર્વાદથી તો હું સંપૂર્ણ વીંટળાયેલો છું એમ જાણું છું. છતાં તેની જ યાચના કરવાને સારુ આ લખી રહ્યો છું. આપના તુચ્છ સેવકની સંભાળ કરજો. આપના મહાન યજ્ઞમાં હોમાઈ જવાની ઈશ્વરની પાસેથી તેને પાત્રતા અપાવજો. ભવિષ્યને માટે કંઈ સૂચનાઓ કરવી હોય તે.

વિનોબાના દંડવત પ્રણામ.

## ઉત્તર

ચિ. વિનોબા,

તમારી ભક્તિ અને શ્રદ્ધા આંખમાંથી હર્ષનાં અશ્રુ લાવે છે. હું એ બધાને યોગ્ય હોઉં કે ન હોઉં, પણ તમને તો એ ફળશે જ. તમે ભારે સેવાનું નિમિત્ત બનશો. નાલવાડી ગયા એ બરોબર જ છે.

ભવિષ્યની સૂચના હમણાં તો આટલી જ : શરીર સાચવજો, દૂધત્યાગનો આગ્રહ ન રાખતા. અત્યારે સ્વધર્મ અસ્પૃશ્યતાનિવારણાદિ છે. હું જે લખ્યા કરું છું એ વાંચવાનો સમય કાઢી લેજો. બહુ હોતું નથી. મને કાગળ લખ્યા કરજો. અઠવાડિયામાં એક લખાય તો બસ છે.

બાપુના આશીર્વાદ

—મહાદેવભાઈની ડાયરી, પુ. ૨ પૃ. ૩૯૨

६

# ચારિત્રનિર્માણ

ચારિત્રના ઘડતર માટે યોગ્ય સંયોગો નિર્માણ કરવાની જરૂરિયાત-પર ધ્યાન આપવાની ઘણી જરૂરી છે.

ચારિત્ર કેટલેક અંશે યોગ્ય અનુકૂળ સંયોગામાં ઘડાય છે, કેટલેક અંશે યોગ્ય પ્રતિકૂલ સંયોગોમાં. અતિશય અનુકૂળતાઓ ચારિત્રને શિથિલ કરી શકે છે, અત્યંત પ્રતિકૂલ સંયોગો મનુષ્યને અને તેની સાથે તેના ચારિત્રને કચડી નાંખી શકે છે. યોગ્ય અંશમાં અનુકૂળતાઓ તેમ જ પ્રતિકૂળતાઓ ચારિત્રવર્ધક નીવડે છે. અલબત, તે સાથે અનુરૂપ દીક્ષા અને શિક્ષા પણ જોઈએ.

માણસ કેટલે અંશે સ્વાધીન—સંયોગોનો સ્વામી અને નિર્માણ કરનાર છે, અને કેટલે અંશે સંયોગાધીન, પરતંત્ર પ્રાણી છે, એ સવાલનો નિશ્ચિત ઉત્તર આપવો કઠણ છે. પણ બહુજનસમાજની દૃષ્ટિએ જો એમ માનીને ચાલીએ કે મોટે અંશે મનુષ્ય સંયોગાધીન છે, અને થોડે અંશે એ સ્વાધીન અને સંયોગોનો સ્વામી તથા નિર્માણ કરનાર પણ છે, તો મને લાગે છે કે ભૂલ નહીં થાય અથવા ઓછામાં ઓછી થશે.

માણસ પોતાને હાથે અજાણ્યે થયેલી ભૂલો માટે તે કાળના સંયોગો રજૂ કરી બચાવ કરવા વૃત્તિ ધરાવતો હોય છે; બીજાને હાથે થયેલી ભૂલો માટે—જો કદાચિત્ તે તેના ધ્યાનમાં પહેલાંયે આવી હોય તો ખાસ તે બીજો માણસ સ્વાધીન જ હોય છે એમ માનીને દોષ દે છે. એથી ઊલટું પોતાની સફળતાઓને પોતાના જ કર્તૃત્વનું પરિણામ સમજે છે, અને બીજાની સફળતાને તેને મળેલા અનુકૂળ સંયોગોનું.

બહુજન સમાજને જે દિશામાં વાળવો હોય, જેવું ચારિત્ર તેના-માં નિર્માણ કરવું હોય, જેમાંથી એને પરાવૃત્ત કરવો હોય, તેને માટે દીક્ષા અને શિક્ષા કરતાંયે તેને માટે યોગ્ય, અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગો પેદા કરવા એ સમાજના વિધાયકોનું લક્ષ્ય હોવું જોઈએ. રાજ્યવ્યવસ્થા, વિકેન્દ્રીકરણ, યંત્રીકરણ, સમાજવાદ વગેરે વગેરે જેટલે અંશે તેવા

સંયોગો પેદા કરનારાં બને છે, તેટલે જ અંશે તેનું મહત્ત્વ છે. પણ તેથી બધું કામ સરી જશે એમ માનવું ન જોઈએ.

—કિશોરલાલ ઘ. મશરૂવાળા
('સમૂળી ક્રાન્તિ')

૭

## ડાયરી

તા. ૧૦–૩–'૩૨—સ્વપ્ને પણ આ દિવસ મારા નસીબમાં હશે એવો ખ્યાલ નહોતો. હા, એક દિવસ નાશિકમાં એવું સ્વપ્નું આવેલું ખરું કે હું યરવડામાં છું. એકાએક બાપુ પાસે મને લઈ જવામાં આવ્યો અને બાપુના પગે પડી મેં રોવા માંડયું, તે કેમે કરી આંસુ ખાળ્યાં ખળાય જ નહીં. રોચે સવારમાં આવીને કહ્યું કે "ચાલો તમારી બદલી છે. એક કલાકમાં તૈયાર થાઓ." મેં પૂછ્યું: "ક્યાં?" તો કહે: "તું જાણીને ખુશ થશે અને મને ધન્યવાદ દેશે. પણ મારાથી કહેવાય એમ નથી." મેં ડાકટર ચંદુલાલને મળવાની માગણી કરી, પણ રજા ન મળી. નવ વાગ્યે નાશિકથી બેઠા. મારી સાથે જે પોલીસ હતા તે જ વિઠ્ઠલભાઈને થોડા દિવસ ઉપર અહીં મૂકી ગયા હતા. એમાંના એક પોલીસનું જૂનું ઓળખાણ. લૉર્ડ રીડિંગને બાપુ મળવા ગયા ત્યારે—તારીખ પણ એ માણસને યાદ હતી: ૧૭મી જૂન '૨૦—એ સર ચાર્લ્સ ઈન્સનો બટલર હતો. પછી પોલીસમાં જોડાયો! એણે મને સીમલામાં જોયેલો. વિઠ્ઠલભાઈને ત્યાં પણ જોયેલો. એની યાદશક્તિ પણ ખરી!

દરવાજા ઉપર જરા કડવો આવકાર મળેલો એટલે મેં ધારેલું કે મારી નાશિકથી પેલાએ ટાઢે પાણીએ ખસ કાઢવા બદલી કરી લાગે છે, અને બાપુનાં દર્શન નથી જ થવાનાં. ત્યાં તો કટેલી હસતા હસતા આવ્યા, અને કહે કે ચાલો મારી સાથે. અમને આજે જ ચાર વાગ્યે ખબર મળ્યા છે કે તમને અમારે મહાત્માજી સાથે રાખવાના છે! બાપુના ચરણ ઉપર માથું મૂક્યું ત્યારે બાપુનેયે આશ્ચર્ય થયું. વાંસા ઉપર, માથા ઉપર, ગાલ ઉપર ખૂબ થપાડો મારી.

આટલું વહાલ બાપુએ કદી કર્યું નથી. હું કૃતજ્ઞતામાં અને મારી અયોગ્યતાના ભાનમાં ડૂબી ગયો. બાપુની અને સરદારની પાસેથી જાણ્યું કે મને અહીં લાવવામાં સર પુરુષોત્તમદાસનો પણ હાથ છે.

પરચૂરણ વાતો અને ખબરો પૂછ્યા પછી બાપુ કહે : "તમે ટાંકણે જ આવ્યા છો. વલ્લભભાઈની બુદ્ધિ બહેર મારી ગઈ છે. એમને સૂઝ જ નથી પડતી. એમણે તને કહ્યું કે નહીં ?" વલ્લભભાઈ કહે : "એને ખાવા તો દો પછી વાતો કરીએ." વલ્લભભાઈએ મારે માટે ખાવાનું મૂક્યું. બાપુ અને પોતે તો ખાઈને બેઠા હતા. રોટી, માખણ, દહીં અને બાફેલાં શકરિયાં હતાં. ખાઈ રહ્યો એટલે બાપુએ વાત શરૂ કરી.

રાત્રે ૧૨–૧ વાગ્યા સુધી મને ઊંઘ જ ન આવે. પોણા ચારે પ્રાર્થના માટે જાગ્યા. મોં ધોઈ કરીને પ્રાર્થના માટે બેઠા ત્યારે બાપુએ પ્રાર્થનાનો ક્રમ સંભળાવ્યો : "વલ્લભભાઈની પાસે શ્લોકો બોલાવીએ છીએ. એમને સંસ્કૃતનું જરાય જ્ઞાન નહીં એટલે અશુદ્ધ ઉચ્ચારો બહુ હતા. એટલે મેં વિચાર કર્યો કે આ ઉચ્ચારો સુધારવાનો આ સિવાય બીજો રસ્તો નથી. તમે જોશો કે બહુ ફેર પડી ગયો છે. ભજન હું બોલતો હતો, મોઢે તો મળે જ નહીં, એટલે અમે તો એક પછી એક ભજન લઈને વાંચવા માંડચા. આજે મરાઠી શરૂ કરવાના હતા. હવે તમે રામધુન અને ભજન ચલાવો." મેં રામધુન ચલાવવાનું બાપુને જ કહ્યું. આ વાત તો રાત્રે થઈ. મેં પહેલું ભજન "પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો" ગાયું. એ વિના મારાથી બીજું શું ગાઈ શકાય ?

—મહાદેવભાઈની ડાયરી, પુ. ૧ પૃ. ૫–૭

[ **टीप** :—આંસુ ખાળ્યાં ખળાય જ નહીં = अश्रू थांबता थांबेनात; રોચ = एका इंग्रज माणसाचे नाव; ટાઢે પાણીએ ખસ ટાળવા = विनायास कटकट टाळण्याकरिता; ટાંકણે જ = बरोबर वेळेलाच; બહેર મારવી = जड होणे; મોઢે તો મળે જ નહીં = पाठ येतच नव्हतें. ]

*

# परिशिष्ट

[मागील प्रकरणीं अभ्यासाकरिता म्हणून प्रकरण ४ पासून प्रत्येक प्रकरणाच्या शेवटी प्रश्न दिले आहेत. त्यांची उत्तरे प्रकरणवारीने या परिशिष्टात दिली आहेत. आपली उत्तरे या उत्तरांशी ताडून पाहावीत व योग्य तेथे सुधारणा करून घ्यावी.]

## प्रकरण ४

१. (१) तहान – તરસ (स्त्री.) (२) चांगुलपणा – ભલાઈ (स्त्री.) (३) लाली – રતાશ (स्त्री.) (४) कुपी – શીશી (स्त्री.) (५) तुकडा – ટુકડો (पु.) (६) कळस – કળશ (पु.) (७) कडूपणा – કડવાશ (स्त्री.) (८) ताव – તાવ (पु.) (९) मूल – છોકરું (न.) (१०) कुत्रे – કૂતરું (न.) (११) पेदाण – પેદાશ (स्त्री.) (१२) शिवी – ગાળ (स्त्री.)

२. (१) ધીરજ (स्त्री.) – धैर्य (२) ડહાપણ (न.) – शहाणपण (३) ઊંડાણ (न.) – खोली, खोलपणा (४) ઘો (पु.) – घोरपड (५) ફાનસ (न.) – कंदील (६) મરચું (न.) – मिरची (७) દીવો (पु.) – दिवा (८) દલીલ (स्त्री.) – युक्तिवाद, म्हणणे (९) દૃષ્ટાન્ત (न.) – दाखला (१०) માખી (स्त्री.) – माशी (११) કૂઓ (पु.) – माचळा (१२) બિલાડું (न.) – मांजर.

३. (१) કાકી : કાકા (२) ભાણેજ : ભાણેજી (३) ભત્રીજી : ભત્રીજો (४) ભેંસ : પાડો (५) ગાય : બળદ (६) આગળો : આગળી (७) વર : વધુ (८) મરદ : ઓરત (९) મોર : ઢેલ (१०) સોની : સોનારણ (११) ભાઈ : બહેન (१२) દિયર : નણંદ.

४ (१) કપડું (ए. व.) : કપડાં (२) હૈયાં (ब. व.) : હૈયું (३) દિવેટો (ब. व.) : દિવેટ (४) વધારા (ब. व.) : વધારો (५) બળદ (ए. व.) : બળદો (६) ઘોડા (ब. व.) : ઘોડો (७) વાળ (ए. व. व ब. व. दोन्ही) (८) મરી (ए. व. व ब. व.) (९) ઘી (ब. व. नाही) (१०) ઘાસ (ब. व.) नाही (११) માબાપ (ब. व.) : ए. व. होत नाही (१२) ચશ્માં (ब. व.) : एकवचन नाही.

## प्रकरण ५

१. (१) ગોપાળનું પુસ્તક (२) નિશાળની ઘડિયાળ (३) તાનાજીનો ઘોડો (४) બચ્ચાનો દડો (५) છોકરાઓના માબાપ (६) ચોપડીનાં પાનાં (७) કોળાનાં બિયાં (८) શાહુકારનાં દેણાં.

२. (१) પાડા ને ઘાસ (२) પર્વતીથી ચાર માઈલ (३) ગજવામાં ચપ્પુ (४) ખમીસને કાણાં (५) હાથમાં પુસ્તકો (६) ઝાડો ને ફળો (७) માથાપર,-માથે ટોપી (८) ઘરેણાંને,-ને માટે માગણી.

## प्रकरण ६

[अ] (૧) ઘોડા દોડે છે. (૨) ફૂલ કરમાય છે. (૩) ઘર પડી ભાગે છે. (૪) બાળકો સૂએ છે. (૫) વિદ્યાર્થીઓ જાગે છે. (૬) સાપ કરડે છે. (૭) ઘેટીઓ ચરે છે (૮) કાગળ ચોંટે છે. (૯) શાહી સુકાય છે. (૧૦) પગ સૂજે છે. (૧૧) નાક વહે છે. (૧૨) માથું દુખે છે. (૧૩) માણસો જમે છે. (૧૪) વાળ ઊડે છે. (૧૫) પ્રાણીઓ જીવે છે. (૧૬) અનાજ પાકે છે. (૧૭) વાંદરાઓ કૂદે છે. (૧૮) પાણી ઊછળે છે. (૧૯) આંસુઓ ઓગળે છે. (૨૦) બરફ ઓગળે છે.

[ब] (૧) બિલાડો ઉંદર ખાય છે. (૨) નળને પાણી આવે છે. (૩) બજારમાં દૂધી મળે છે. (૪) ડુંગળીને ગંધ આવે છે. (૫) વાઘ જંગલમાં રહે છે. (૬) ટોપલીમાં ભીંડા છે. (૭) થેલીને કાણાં નથી. (૮) શિક્ષક છોકરાઓને શીખવે છે. (૯) બાળકો છોડોને પાણી પાય છે. (૧૦) બા તવેથાથી ભાખરી ઉથલાવે છે. (૧૧) ઓરતો રેંટિયાઓ ચલાવે છે. (૧૨) પંખી ચોચથી દાણાઓ ચૂંટે છે. (૧૩) માણસો વરસાદમાં છત્રી ઉઘાડે છે. (૧૪) મજૂર કોદાળીથી જમીન ખોદે છે. (૧૫) વાદળો દુનિયાને પાણી આપે છે. (૧૬) છોકરીઓ સોય-દોરાથી કપડું સીવે છે. (૧૭) કિસાન માટીથી ખાડાઓ પૂરે છે. (૧૮) પાકીટમાં પૈસા નથી. (૧૯) ઝાડના થડમાં સાપ રહે છે. (૨૦) નાવિક હલેસાંથી નાવ હંકારે છે/ચલાવે છે.

## प्रकरण ९

૧. (૧) કાકાએ ભત્રીજાને બોલાવ્યો. (૨) મામાએ ભાણજીને પેન આપ્યું. (૩) બાળકોએ કચરો ખાડામાં દાટ્યો. (૪) અશોકે હાથ રૂમાલને પોંછ્યા. (૫) ગુરુજીએ બાળકોને વાર્તાઓ કહી. (૬) ગાયે ઘાસ ખાધું. (૭) કેરીઓ પાકી. (૮) વિદ્યાર્થી ખેતમાં બેઠા. (૯) મા ફળો લાવી. (૧૦) સાંજ થઈ. (૧૧) સવાર થશે. (૧૨) બળદો ખેતમાં કામ કરશે. (૧૩) પતંગ આકાશમાં ઊડશે. (૧૪) વડીલ છોકરાઓને ને માટે પુસ્તકો લાવશે. (૧૫) સભામાં લોકો આવશે, વક્તાઓ બોલશે. (૧૬) મંદિરમાં દેવનાં દર્શન થશે. (૧૭) રમણભાઈનાં બગીચામાં દાડમ, આંબા, જમરૂખનાં ઝાડો થશે. (૧૮) પોલીસ ચોરોને પકડશે. (૧૯) ખેડૂતો અનાજ નિપજાવશે. (૨૦) એક રાજા હતો.

२. (१) हरीशभाईंचा मुलगा मित्रांना भेटला. (२) विष्णुशर्म्यांनी अर्थशास्त्र हा ग्रंथ लिहिला. (३) गुराख्याने ढोरांना सोडले. (४) बहिणींनी कढी केली व वाढली. (५) शेतकऱ्यांनी शेतात नांगर घातला. (६) मुलांनी कपडा धुतला. (७) मुले शाळेला गेली. (८) बातमी सर्वत्र फैलावली. (९) मावशीने भाचीला सजविले. (१०) आजीने नातवाला आशीर्वाद दिले. (११) वर आणि वधू संध्याकाळी घरी येतील. (१२) ललिताबा आज काकडीची कोशिंबीर करतील. (१३) रमेश सकाळी

चहा घेईल. (१४) वर्तमानपत्रात बातमी येईल. (१५) आगगाडीने आज संध्याकाळी लोक येथे पोचतील.

## प्रकरण १०

(૧) અરુણે સરોજને પડતાં જોયું. (૨) શિક્ષકે ઉત્તરપત્ર તપાસી આપ્યું (૩) રાજા આવ્યાથી સેના ચાલવા લાગી. (૪) વડીલના આવવાથી રાજુને આનંદ થયો. (૫) વિચાર કરતાં કરતાં તેને ઉપાય સૂઝ્યો. (૬) પ્રયત્ન કરીકરીને ચંદ્રસેન થાક્યો. (૭) પડતાં ફળની આજ્ઞા મારુતીએ સ્વીકારી. (૮) કૂતરાએ દોડતા જઈ દડો મોઢામાં પકડ્યો. (૯) આંખ મીચીને નિર્મલા ઊંઘી ગયી. (૧૦) આટલું કહી વિદુર ચાલતો થયો. (૧૧) દુર્યોધનનું વર્તન સજ્જનોને ગમ્યું નહીં. (૧૨) દિવાકરને કામ કરવું નથી. (૧૩) વક્તાને કંઈ કહેવાનું બાકી રહ્યું નહીં. (૧૪) આજે કાગળ લખવાનો રહી ગયો. (૧૫) વિમાન પહેલાં દોડતું ને પછી ઊડતું આકાશમાં ગયું. (૧૬) શેઠ જતાંવેંત મુનીમે આપેલા પૈસા પાછા લીધાં. (૧૭) ભોજન આટોપતી વખતે અશોકને ભિક્ષુનું સ્મરણ થયું. (૧૮) કરીકરીને થાક્યો ને દેવપૂજાએ લાગ્યો. (૧૯) બોલનાર ઘણા મળે છે, કરનાર ઓછા દેખાય છે. (૨૦) કવિતા લખતાં કવિએ દેવની મૂર્તિ પ્રત્યક્ષ જોઈ. (૨૧) જોયેલું દૃશ્ય રમણિકના મનમાં રમી રહ્યું. (૨૨) હસતાં રમતાં ભક્ત પરમેશ્વરને જુએ છે. (૨૩) કરવાની વાતો ઘણી છે. (૨૪) કહાની કહેવાને અબ્દુલને ચાર દહાડા લાગ્યા. (૨૫) મહેમાન આજે આવવાના છે.

## प्रकरण ११

(१) फणस पिकू लागले आहेत. (२) पाणी तापविले पाहिजे. (३) चारुदत्त संपत्ती देऊन टाकतो. (४) गाडी थांबू लागते. (५) मुंगूस बीळ पाडू शकते. (६) विद्यार्थी सतत अभ्यास करतात. (७) मजूर थकलेले नाहीत. (८) दमयंती नळ-राजाला निरोप धाडते. (९) लोक एकदम ओरड करतात. (१०) पाहुणे जेवीत आहेत.

## प्रकरण १२

૧. (૧) આપણે જમીને જઈશું. (૨) મારે કંઈ નહીં જોઈએ. (૩) અમને ઘેર જવાનું છે. (૪) તમારા બાળકો શું વાંચે છે ? (૫) પેલી ઓરતોપાસેથી આપણે કંઈક શીખવું જોઈએ. (૬) વેદકાલથી આપણી સંસ્કૃતિ ચાલતી આવેલી છે. (૭) તે કામનું મૂલ્ય તમે જાણો છો. (૮) અમારા વાડવડીલોએ અમને આપેલો સંદેશો આપણે કૃતિમાં ઉતારવો જોઈએ. (૯) એમણે અમને ધર્મ આપ્યો, તત્ત્વજ્ઞાન આપ્યું, પુરુષાર્થ આપ્યો. (૧૦) આપણે એમના વારસ છીએ. (૧૧) જેમનું જે હતું તે તેમને અમે આપી દીધું. (૧૨) તે માબાપોએ પોતાના સંતોનોને ગુણસંપત્તિનો વારસો મૂક્યો. (૧૪) સાર્વજનિક જગાએ બીડીસિગરેટ પીવી અશિષ્ટતા છે. (૧૫) તમે શું

કર્યું? (૧૬) આ ઘર કોનું છે? (૧૭) તેઓ અમારી સાથે સભ્યતાથી વર્ત્યા. (૧૮) હું આ બાબતમાં કંઈ કરી શકતો નથી. (૧૯) મારી એના વિરુદ્ધ કંઈ ફરિયાદ નથી. (૨૦) જે કંઈ મારું હતું તે મેં આપને આપી દીધું. (૨૧) આપ એને શું પૂછશો? (૨૨) તે કંઈ કામનું ન હતું. (૨૩) કોને માટે તમે આ વસ્તુ લાવ્યા? (૨૪) મારી પાસકથી કાઢવી જોઈએ તો કામ પૂરું થશે. (૨૫) દારુ પીને માણસ પશુ બને તો એમાં નવાઈ શી?

१. (१) हे तुम्ही काय केलेत? (२) माझ्याने हे काम होणार नाही. (३) मी त्यांना सांगून टाकले की तुम्ही जे बोललात त्याबद्दल तुम्हांला पस्तावा होईल. (४) मी उद्या येईन असे कोणी सांगितले? (५) त्यांनी बाजारात जाऊन मुलांसाठी मिठाई आणली. (६) माझे स्वतःचे मूळ गाव पुण्याहून चार मैल दूर आहे. (७) स्वतःसाठी काही करणे हा सेवकांचा धर्म नव्हे. (८) ते नेहमी समाजाकरिता काम करतात. (९) आश्रमात गांधीजींचे पुतणे राहात होते, त्यांचे नाव मगनलाल गांधी. (१०) तू वाईट विचार करशील तर मरशील. (११) शेखचल्ली हा कोण होता? त्याची गोष्ट काय आहे? (१२) तुम्ही मला त्याची गोष्ट सांगाल? (१३) मला एक एक हजार रुपये पाहिजेत. (१४) तुमच्याने हे काम व्हायचे नाही. (१५) आपल्याला काय हवे होते?

## प्रकरण १३

१. (१) આ અફાટ દુનિયામાં મારું કોઈ નથી. (૨) મને આ ઝાંખા અજવાળામાં કંઈ દેખાતું નથી. (૩) ફલાણાઢીકણાએ શું કર્યું એ તમે શા માટે જુઓ છો? (૪) કાચરકૂચર ખાવાથી પેટ બગડે છે. (૫) અહીંના ઘણા લોકોને અંગ્રેજી નથી આવડતી. (૬) અલૂણું ખાવું ઘણું હિતકારી છે. (૭) તમારા અમારામાં આપપર-ભાવ નથી. (૮) ડાંગા છોકરાઓની સંગતિ ન કરીએ. (૯) આયતું ખાવું પચે નહીં. (૧૦) આટલું બધું મેં તમને કહ્યું તેથી કંઈ વળ્યું નહીં. (૧૧) કંગાળ દેશને ઉદ્યમ જ અકસીર દવા છે. (૧૨) એણે કપડું ભીનું કરી પાટી લૂછી નાખી. (૧૩) સાડા નવ વર્ષની છોકરીએ આ ચિત્ર કાઢ્યું છે. (૧૪) આના પચીસગણી એની સંપત્તિ હતી. (૧૫) પરીક્ષા માટે સત્તર હજાર છસો ઓગણ સિત્તેર છોકરાઓ બેઠા. (૧૬) સારું શું, ભૂંડું શું એ જાણવું એ બુદ્ધિમંતનું કામ છે. (૧૭) અધવચરું જ્ઞાન ખાડામાં લઈ જાય છે. (૧૮) અણિયાળા પત્થરથી એણે દોરડું કાપી નાખ્યું. (૧૯) મજબૂત માણસોને ભીખ માગવી છાજે નહીં. (૨૦) થાક્યો પાક્યો એ ઘેર આવ્યો.

२. (१) आज्ञाधारक मुलाने आईबापांची इच्छा पूर्ण केली. (२) मोठ्यामोठ्या शहरांत चांगल्या चांगल्या शाळा असतात. (३) हे दुकान विकाऊ आहे. (४) विश्वासू माणसालाच तिजोरी संभाळायला ठेवले पाहिजे. (५) माझ्या काही खासगी कामाकरिता मी आलो आहे. (६) शहाणा तो की जो सज्जनाची संगती जोडतो. (७) त्याच्या

शरीरावर रंगीबेरंगी ठिपके होते. (८) लंगडीलुळी माणसे सुद्धा निकामी नाहीत. (९) भलते कांही तरी करून तुम्ही आपली प्रतिष्ठा गमाबाल. (१०) भांडखोर शेजाऱ्या-मुळे सर्वांना त्रास होतो. (११) तो असा काही मायेफिरू होता की लोक त्याच्यापासून दूर पळू लागले. (१२) मऊ गादी विद्यार्थ्यांना सोयीची नाही. (१३) भुकेल्या जीवांना संतोषविणे हे प्रत्येकाचे कर्तव्य आहे. (१४) आज दिवसभर मुसळधार पाऊस पडत आहे (पडून राहिला आहे). (१५) पांढऱ्या कागदावर काळी ओळ काढल्यानेच काही अशिक्षित हा ज्ञानी होत नाही. (१६) आपल्या समाजात कित्येक माणसे तक्रारखोर आहेत. (१७) पोरगं दंगखोर दिसते. (१८) माझी धाकटी मुलगी अकरावीच्या वर्गात शिकते (शिकत आहे). (१०) श्रेचाळिसात सदतीस मिळविल्याने पैशी होतात. (२०) एकोणीसशे चव्वेचाळिसात तो जन्मला. (२१) અઠવાડિયામાં માણસ દીઠ અઢધો ક઼િલો પ્રમાણે અઢીસો માણસોને કેટલા ચોખા લાગે? (૨૨) આ જમીનના પાંચમાં ટુકડામાં ખાતર નાંખીએ તો ચારગણું પાક ઊતરે.

## प्रकरण १५

१. (१) આપણે આજે હોઈશું, કાલે કદાચ ન હોઈશું. (૨) અંદર એક ને બહાર એક એમ કેમ? (૩) અત્યારે મને કંઈ સૂઝતું નથી, કાલે આવશો તો સારું. (૪) એવી સ્થિતિ થાય છે ત્યારે ભગવાન યાદ આવે છે. (૫) હવે મને સવડ નથી. નકામો આગ્રહ શા માટે? (૬) અહીં જગા ખાલી નથી. (૭) આમ તેમ કરી તમે નાહક વખત ગુમાવો છો. (૮) હંમેશાં તમે અહીં આ ગાદલાપર બેસો છો. (૯) તમારી આગળ બોલવામાં હવે અર્થ નથી. (૧૦) આગળ આ બાબત આપણી વાત થઈ છે. (૧૧) આજકાલ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતાં રાજકારણ વધારે કરે છે. (૧૨) આજે આ ગામમાં ભાગ્યે જ એવું ઘર હોય કે જ્યાં ચા પીતા નથી. (૧૩) ક્યાં છે તમારો તે ગ્રંથ? (૧૪) તે ક્યાંય મળતો નથી. (૧૫) તુરત જઈ એ થોડું બરફ લાવ્યો. (૧૬) ગમે તે કરી હું આ તમારું કામ જરૂર કરીશ. (૧૭) રમણ ગઈ કાલે અહીં આવ્યો કે નહીં એટલી જ ફક્ત માહિતી મારે જોઈએ છે. (૧૮) તમારા વગર મારું જીવવું વ્યર્થ છે. (૧૯) ગામની સીમાડા સુધી હું જઈ આવ્યો. (૨૦) વકીલની મારફતે એણે અરજી કરી. (૨૧) મારા પ્રાણ કરતાં દેશ મને વધારે વહાલો છે. (૨૨) એટલી બધી પ્રાણહાનિ થઈ છતાં જય મળ્યો નહીં. (૨૩) તમે એમને કંઈ કહેશો તો તેઓ માનશે. (૨૪) ઉપરાન્ત, બીજો એક મુદ્દો ધ્યાનમાં લેવો જોઈએ. (૨૫) અરેરે, આખરે એ ન જ આવ્યો ને!

२. (१) अशा रीतीने धर्माचे रक्षण ईश्वर करतो. (२) मरणानंतर आपले काय होणार हा प्रश्न माणसाच्या मनात केव्हा ना केव्हा का होईना येतोच. (३) सामुदायिक हिताच्या दृष्टीने विचार करण्याची वृत्ती आपल्यात नाही; त्यामुळेच

आपले व आपल्या समाजाचे अतिशय नुकसान झाले आहे. (४) मराठी व हिंदी भाषा या गुजरातीच्या सख्या आहेत. (५) खेरीज वेगवेगळ्या विज्ञानांची व उद्योगांची परिभाषा ही दिली पाहिजे. (६) यानंतर कोणालाही वाटेल त्या रीतीने शब्दलेखन करण्याचा अधिकार नाही. (७) जर जास्तीत जास्त अंतर्मुख व्हायचे असेल तर ते अंधारातच. (८) जोगेश्वरी, कानेरी आणि घारापुरी येथील गुंफा कुणी कोरल्या, केव्हा कोरल्या, त्यांचा त्या काळी काय उपयोग झाला, कोठवर तो झाला, हे कोणी सांगू शकेल? (९) आता ही लेखमाला पूर्ण होईल असे मला वाटत नाही. (१०) मुंबई ही आज एक प्रकारे हिंदुस्तानची राजधानी आहे, कलकत्ता किंवा दिल्ली यांच्यापेक्षासुद्धा मुंबईचे महत्त्व कितीएक प्रकारे वरचढ आहे. (११) जर तो कवी असेल तर शब्दांच्या द्वारा जे काही व्यक्त होऊ शकते त्याच्या साहाय्याने अव्यक्त आनंदाला मूर्तरूप देण्याला तो धडपडतो. (१२) त्याने उगारलेला हात खाली केला तरी तो क्रोधाने बोलला. (१३) जिकडे पाहावे तिकडे एकमेकांशी अनंतकाळापासून टक्करून गुळगुळीत झालेले दगडच आदळतात. (१४) पण अलिकडे अलिकडे दोन चार महिन्यांपासून बहिणीच्या (ताईच्या) स्वभावात बदल झाला आहे असे भावाला वाटले. (१५) एवढ्यात इतक्यातच आत आलेल्या स्त्रीवर त्याची नजर गेली. (१६) जवळ जवळ चाळीस वर्षे निघून गेली. (१७) हळू हळू ती प्रौढेची आकृती परत अस्पष्ट होत गेली. (१८) जीवनाचे साफल्य आज त्याला लाभले होते; कारण, कोणतेही खोटे टिकत नाही आणि खरे मरत नाही याची प्रतीति आज त्याला झाली. (१९) हा आनंद मिळताच पुनः त्याला एक नवाच प्रकाश लाभला. (२०) ते अधिक अभ्यासाकरिता परदेशाला निघून गेले आणि त्यानंतर कितीतरी वर्षे त्यांचा काही पत्ताच लागला नाही.

## प्रकरण १७

१. (१) अमे अत्यारे सिंहगढथी आवीए छीए. (२) रात्रे ते फरवा जाय छे (जाया करे छे). (३) सूतां ते दूध पीतो. (४) साधुमहाराज हमेशां धोळांधप कपडां वापरे. (५) तेमनां कपडां ज्ञजां नहीं होय. (६) महेमान जम्या छे? (७) लोकमान्य जम्या पछी सोपारीनो कको खाता. (८) पुस्तक वांचतां ए ऊंघे छे. (९) सरघस शाहीबागनी पासे पहोंची रह्युं छे. (१०) चार दिवस ते पुणे रह्यो हतो. (११) दासबोधनुं एणे पारायण कर्युं हतुं. (१२) ज्ञानेश्वरी ए वांचनार हतो. (१३) होड्यानी हरीफाईमां ते भाग लेनार छे. (१४) ओडकनी तैयारी थई रही छे. (१५) मनुनी परीक्षा पासे आवी छे. (१६) एणे अभ्यास ठीक कर्यो छे. (१७) ए देखाव एटलो बधो सुंदर छे के तमे जोया ज करशो. (१८) अत्यारे मुकुंद कॉलेजथी आव्यो हशे. (१९) तमारे आ लेख लखवानो छे ए याद छे ने? (२०) तेने आजे रसोई करवी नथी. (२१) मारे सभाए जवुं हतुं. (२२) एवी भूल फरी नहीं थाय ए याद राखजो. (२३) बालगंधर्वे ज आ पद गावुं. (२४) तमे पहेलां वहेल

ભક્તા ને ધ્યાન કરતા. (૨૫) ઉદ્ધવ કાશી ગયો હોત (જતે) તો હું તેની સાથે ગયો હોત (જતે).

## प्रकरण १८

(૧) બાળકો પાસેથી નીતિતત્ત્વો કેવી રીતે પળાવવાં એનો વિચાર કરવો જોઈએ. (૨) સ્થૂલ માણસોને દોડાવવુ એ જ એમની સ્થૂલતાપર સારો ઇલાજ છે. (૩) દહાડામાં એકાદ કલાક છોકરાઓ પાસેથી કંઈક લખાવવું જોઈએ. (૪) પરાક્રમ કરો ને પોતાના કુળને શોભાવજો. (૫) વિકારોને દબાવવા ને વિચારોને વધારવા એ જ કલ્યાણનો માર્ગ છે. (૬) જો બાપુ આવે તો એમને ખવડાવો. (૭) બાળકોને રોવડાવશો નહીં. (૮) ડામરથી તે લોકો અનેક વસ્તુઓ બનાવે છે. (૯) ગુંડાઓએ ઘણા ઘરો બાળી નાખ્યાં. (૧૦) કુમારને જગાડીને અભ્યાસે બેસાડો. (૧૧) એમનાથી જેટલું બને તેટલું કામ કરાવી લ્યો. (૧૨) ડીપાંડીપાંથી તળાવ ભરે છે. (૧૩) હરિભાઈના શબ્દોથી રણપાલનું મન દુભાવ્યું. (૧૪) શિરોડામાં અમે બધા પકડાઈ ગયા અને જેલમાં પુરાઈ ગયા. (૧૫) એનાથી એક પૈસો કોઈને અપાતો નથી. (૧૬) સંતોનો એકએક શબ્દ અંતઃકરણપર કોતરાય છે. (૧૭) માબાપના સંસ્કારોથી બાળકોનું જીવન ઘડાય છે. (૧૮) કૌરવોના સૈન્યથી અભિમન્યુ ચક્રવ્યૂહમાં ઘેરાયો (૧૯) રસ્તાઉપર રેતી પથરાઈ ગઈ. (૨૦) મળ ખાડામાં દટાય છે ને એમાંથી ૭ મહિના પછી ખાતર કઢાય છે. (૨૧) દર અઠવાડિયે અમારા સંડાસ ધોવાય છે. (૨૨) મણિ ચૂંટી ચૂંટીને જેમ ગંઠાય તેમ તેઓ ચુનંદા માણસો સંસ્થામાં લે છે (ભરતી કરે છે).

*

# गुजराती शब्दकोश

[ या पुस्तकांत आलेले गुजराती शब्द येथे अकारविल्हेने एकत्र करून त्यांचे अर्थ दिले आहेत. प्रत्येक शब्दापुढे कंसात त्याचे व्याकरण संक्षिप्त संकेतांनी दिले आहे.

संकेताचा खुलासा : अ – अव्यय; नाम असेल तर 'पु.', 'स्त्री.', 'न.' म्हणजे पुल्लिंगी, स्त्रीलिंगी, नपुंसकलिंगी; वि. – विशेषण; सर्व. – सर्वनाम; स. क्रि. – सकर्मक क्रियापद; अ. क्रि. – अकर्मक क्रियापद.

### અ

અકસર (अ.) – बहुतकरून
અકસીર (वि.) – रामबाण
અકળાવું (अ. क्रि.) – (१) घाबरे होणे (२) चिडणे
અકારું (वि.) – अप्रिय, नावडते
અકોણો (वि.) – (१) एकलकोंडा, (२) तुसडा
અકર્મી (वि.) – (१) दुर्दैवी, (२) दुराचारी
અકેક (वि.) – (१) एकेक, (२) प्रत्येक
અખતરો (पु.) – प्रयोग
અગડધૂત (वि.) अगडबंब
અગાસી (स्त्री.) – गच्ची
અગિયારશ (–સ.) (स्त्री.) – एकादशी
અઘરું (वि.) – अवघड, कठीण
અંગઉધાર (वि.) – उसने
અંગત (वि.) – खासगी, व्यक्तिगत
અંગ્રેજી – (१) (वि.) इंग्रजी, (२) (स्त्री.) इंग्रजी भाषा
અંગૂઠો (पु.) – अंगठा
અંઘોળિયું (न.) – पाणी तापविण्याचे तपेले
અચૂક (अ.) – न चुकता, (वि.) न चुकणारे
અચ્છત (अ.) – गुपचूप
અછત્ર (वि.) – पोरके, अनाथ
અછરતું (वि.) – (१) शिगोशीग (२) चाटून जाणारे
અજગર (पु.) – अजगर
અજબ (वि.) – आश्चर्यकारक, अजब
અજમો (पु.) – ओवा.
અજવાળી (वि. स्त्री.) (રાત) – चांदणी (रात्र)
અજાણ (वि.) – (१) अज्ञानी, अडाणी, (२) माहिती नसलेला
અજાણ્યે (अ.) – (१) नकळत, (२) अजाणपणे
અંજાવું (अ. क्रि.) – दिपणे
અંજીર (न.) – अंजीर
અટકવું (अ. क्रि.) – (१) अडणे, (२) थांबणे
અટકચાળું (वि.) – खोडकर
અટકાવવું (स. क्रि.) – (१) थांबविणे, (२) डांबणे, (३) प्रतिबंध करणे
અટપટું (वि.) – गुंतागुंतीचे
અટવું (अ. क्रि.) – भटकणे
અટળ (वि.) – न टळणारे, अटळ
અડકવું (स. क्रि.) – शिवणे, स्पर्श करणे
અડદ (पु.) – उडीद
અડપલું – (१) (वि.) दंगेखोर, (२) (न.) – मस्ती, खोडकरपणा
અડબડવું (अ. क्रि.) – लटपटणे

અડવું – (१) (स. क्रि.) शिवणे, स्पर्श करणे, (२) आड येणे, (३) (अ. क्रि.) अडणे
અડિયલ (वि.) – अडेल
અઢળક (वि.) – अमाप, खूप
અણગમતું (वि.) – नावडते
અણસમજું (वि.) – समजतदार नसलेले
અણિયાળું (वि.) – टोकदार
અત્યારે (अ.) – आता.
અથડાવું (अ. क्रि.) – (१) रखडणे, (२) हेलपाटे घालणे, (३) टक्कर होणे, आदळणे
અથવા (अ.) – अथवा
અદરકવું (स. क्रि.) – विरजणे
અદા કરવું (स. क्रि.) – फेडणे
—થવું (अ. क्रि.) – चुकते होणे
અદેખું (वि.) – मत्सरी
અધધધ ! (अ.) – अबब !
અધણિયાતું (वि.) – अनाथ, बेवारशी
અધમૂઉં (वि.) – अर्धमेलें
અધવચરું (वि.) – (१) अधांतरी, लटकते, (२) अर्धवट ज्ञान असलेले
અધીરું (वि.) – अधीर, उतावीळ
અધૂરું (वि.) – अपुरे
અધેડ (वि.) – प्रौढ, पोक्त
અધ્ધર (अ.) – अधांतरी
—તાલ (अ.) – अधांतरी
અન(–ને)નાસ (न.) – अननस
અનરાધાર (वि.) – मुसळधार
અનાજ (न.) – धान्य
અનાડી (वि.) – अडाणी
અનામત (वि.) – अनामत
અનુકૂળ (वि.) – अनुकूल
અનુસરવું (स. क्रि.) – अनुसरणे

અનૂઠું (वि.) – विलक्षण, अपूर्व
અનૃણી (वि.) – निष्कर्जी
અને (अ.) – आणि, व
અનેરું (वि.) – (१) न्यारे, (२) विचित्र, विलक्षण
અંદર (अ.) – आत
—નું (वि.) – आतले
અંદાજી (वि.) – अंदाजी
અપલખણું (वि.) – अवलक्षणी
અપાર (वि.) – अपार
અપૂરતું (वि.) – अपुरते
અફસોસ (अ. पु.) – (१) (अ.) अरेरे, (२) (पु.) – दुःख
અફાટ (वि.) – अफाट
અફાળવું (स. क्रि.) – आपटणे
અબલક (वि.) – चित्रविचित्र, रंगीबेरंगी
અભડાવું (अ. क्रि.) – शिवाशिव होणे
અભણ (वि.) – अशिक्षित
અભદ્ર (वि.) – अभद्र, अशुभ
અભરાઈ (स्त्री.) – सज्जा, छोटी गच्ची
અભ્યાગત (पुं) – अतिथी
અમર્યાદ (वि.) – अमर्याद
અમાસ (स्त्री.) – अमावास्या
અમીન (वि.) – विश्वासू
અમૂઝાવું (अ. क्रि.) – गोंधळणे, घाबरून जाणे
અમૂલ્ય (वि.) – बहुमोल
અમે (सर्व.) – आम्ही
અંબોળવું (स. क्रि.) – (१) आंबविणे, (२) वृद्धी करणे
અરજી (स्त्री.) – अर्ज, विनंती
અરડૂસો (पु.) – अडुळसा
અરર, અરેરે ! (अ.) – अरेरे !
અરીઠો (पु.) – रिठा

અરીસો (पु.) – आरसा
અરે (अ.) – आश्चर्य, दुःख, चिंता इ.
सूचक उद्गार
અર્પવું (स. क्रि) – अर्पिणे, वाहणे
અલગ – (१) (वि.) वेगळे, निराळे
(२) (अ.) दूर
અલાણુંફલાણું (वि.) – अमुक तमुक
અલાયદું (वि.) – वेगळे, निराळे
અલૂણું (वि.) – (१) अळणी,
(२) भुकेले
અલેતું (वि.) – वेअकली, पोरकट
અવલ (वि.) – (१) पहिले, (२) उत्तम
અવળું (वि.) – (१) उलटे, (२) वाकडे
અવાળું (पु. न.) – हिरडी
અસલ (वि.) – (१) मूळ, (२) पूर्वीचे
અહીં
અહીંયા } (अ.) – येथे
અહીં તહીં (अ.) – येथे तेथे, इकडे
तिकडे
અળશી (–સી) (स्त्री.) – अळशी
(जवस)

### આ

આ (सर्व.) – हा, ही, हें
આકર્ષવું (स. क्रि.) – आकर्षणे
આકરું (वि.) – (१) अधीर, (२) तापट
આક્રોશ (पु.) – आक्रोश
આખરે (अ.) – शेवटी
આખલો (पु.) – वळू, गोन्हा
આખળિયો (पु.) – पोळपाट
આખું (वि.) – (१) अखंड, सगळे,
(२) पुरते, सलग
–પાખું (वि.) – अर्धेमुर्धे, अर्धवट

આગમચ(–જ) (अ.) – अगोदर-
पासून, आगाऊ
આગળ (अ.) – (१) पूर्वी, अगोदर,
(२) पुढे
આગળી (स्त्री.) – उभा अडसर
આગળું (वि.) – वरचढ, श्रेष्ठ
આગળો (पु.) – अडसर
આગિયો (पु.) – काजवा
આંક (पु.) – (१) आकडा,
(२) भाव, मूल्य
આંકવું (स. क्रि.) – (१) किंमतीचा
अंदाज काढणे. (२) अंक टाकणे
किंवा खूण करणे
આંખ (स्त्री.) – डोळा
–ના ડોળા – बुबुळे
–ની કીકી – डोळ्यातली बाहुली
–નો ગોખલો – डोळ्यांची खोबण
આંગણુ (–ણું) (न.) – आंगण
આંગળી (स्त्री.) – बोट
આછું (वि.) – (१) विरळ, (२) अस्पष्ट
આજકાલ (अ.) – हल्ली, आजकाल
આજી (स्त्री.) – आजी
આજીજી (स्त्री.) – अजीजी, आर्जव
આજે (अ.) – आज
આજો (पु.) – आजा
આંજવું (अ. क्रि.) – दिपविणे
આટલું (वि.) – इतके, एवढे
–બધું (वि.) – इतके (पुष्कळ)
આટઆટલું (वि.) – इतके इतके
આટલાપૂરતું (वि.) – एवढ्यापुरते
આટોપવું (स. क्रि.) – (१) आटोपणे,
(२) आवरणे
આઠમ (स्त्री.) – अष्टमी

આડત્રાંસું (वि.) – आडवे तिडवे, वेडेवाकडे
આડફેટું (वि.) – वाट चुकलेले
આડું (वि. अ.) – (१) आडवे, (२) वाकडे, (३) अप्रत्यक्ष (४) (अ.) आडबाजूला
–તેડું (वि.) – आडवेतिडवे
આણવું (स. क्रि.) – जाऊन आणणे
આનો (पु.) – (१) ज्येष्ठ पुत्र, (२) आजोबा
આથવું (स. क्रि.) – (१) खारविणे, (२) आंबविणे
આદું (न.) – आले
આધેનું (वि.) – अर्धे
આંતરડી (स्त्री.) – (१) लहान आतडे, (२) अंतःकरण
–ડું (न.) – मोठे आतडे
આંતરવું (स. क्रि.) – (१) विभक्त करणे, (२) वेढणे
આંધળું (वि.) – आंधळे
આપવું (स. क्रि.) – देणे
(પાણી) આપવું (स. क्रि.) – पाणी घालणे
આપાપર (वि.) – आपपर
આબેહૂબ (वि.) – हुबेहूब
આભ (न.) – (१) आभाळ, (२) ढग
આભડછેટ (स्त्री.) – विटाळ, शिवाशीव
આભું (वि.) – चकित
આમ – (१) (वि.) सर्वसामान्य (२) (अ.) या रीतीने, याप्रमाणे, (३) इकडे, (४) (स्त्री.) आंबा
આમતેમ (अ.) – इकडे तिकडे
આમનું – (१) (वि.) या बाजूचे, इकडचे (२) (सर्व.) यांचे

આમળવું (स. क्रि.) – पिळणे
આમળી (स्त्री.) – आवळी (झाड)
આમળો (पु.) – (१) पीळ (मनातला) (२) अभिमान, जिद्द
આંબલી (स्त्री.) – चिंच
આંબવું – (१) (स. क्रि.) (मणी) गाठणे (२) (अ. क्रि.) आंबणे
આંબો (पु.) – आंबा (झाड)
આરજૂવાળું (वि.) – तीव्र इच्छा असणारे
આરડવું (अ. क्रि.) – आरडणे
આરસબંધી (वि.) – फरसबंधी, संगमरवरी
આલું લીલું (वि.) – हिरवेगार, ताजे
આવડવું (स. क्रि.) – अवगत असणे, (करता) येणे
આવડું (वि.) – एवढे
આવતી કાલે (अ.) – उद्या
આવતું (वि.) – येते
(जसे – 'આવતો રવિવાર' = येता रविवार)
આવવું (अ. क्रि.) – येणे
આસાન (वि.) – सोपे
આસોપાલવ (पु.) – अशोक (झाड)
આંસુ (न.) – आसू, अश्रू
આળવીતરું (वि.) – दांडगट, मस्तीखोर
આળસુ (वि.) – आळशी, सुस्त
આળુંભોળું (वि.) – भोळेभाबडे
આજ્ઞાકારી (वि.) – आज्ञाधारक

## ઇ

ઇચ્છવું (स. क्रि.) – इच्छिणे, आशा करणे
ઇજાર (स्त्री.) – इ(वि)जार
ઇતર (वि.) – इतर

ઇયળ (स्त्री.) – आळी
ઇલાયદું (वि.) – वेगळे, निराळे
ઇશ્ક (पु.) – प्रेम, स्नेह.

ઈ

ઈંચવું (स. क्रि.) – पोटात रेचणे
ઈમાન (पु. न.) – (१) प्रामाणिकपणा, (२) श्रद्धा
 –દાર (वि.) – प्रामाणिक
ઈસવી (वि.) – येशूसंबंधीचे

ઉ

ઉકાળવું (स. क्रि.) – उकळविणे
ઉકેલવું (स. क्रि.) – उकलणे
ઉખા(–ખે)ડવું (स. क्रि.) – उखडून (उपटून) काढणे, समूळ नाश करणे
ઉખાડેલું (वि.) – उपटून काढलेले.
ઉખર (वि.) – लागवडीला अयोग्य (जमीन)
ઉગામવું (स. क्रि.) – उगारणे
ઉઘાડવું (स. क्रि.) – (१) उघडणे, (२) उघडायला लावणे, (३) उघडे करणे
ઉઘાડું (वि.) – उघडे, स्पष्ट.
ઉચકાવવું (स. क्रि.) – उचलायला लावणे, वर चढविणे
ઉચ્ચરવું (स. क्रि.) – उच्चारणे, बोलणे
ઉછાળવું (स. क्रि.) – (१) वर फेकणे, (२) उधळणे
ઉછાંછળું (वि.) – उद्धट, उच्छृंखल
ઉછીનું (वि.) – उसने
ઉછેરવું (स. क्रि.) – संगोपन करणे, वाढविणे
ઉજમાળું (वि.) – (१) उत्साही, (२) चकचकीत
ઉજાડવું (स. क्रि.) – उजाड (सर्वनाश) करणे
ઉજાસવું (अ. क्रि.) – चकचकाट करणे
ઉજ્જડ (वि.) – उजाड
ઉઠાડવું (स. क्रि.) – (१) उठविणे, (२) जागे करणे
ઉઠાવદાર (वि.) – उठून दिसणारे
ઉઠાવવું (स. क्रि.) – उचलणे. (२) उचलेगिरी करणे (३) पाळणे, बजावणे ('આજ્ઞા ઉઠાવવી')
ઉડાઉ (वि.) – उधळे
ઉડાવવું (स. क्रि.)–(१) उडेल असे करणे (२) पतंग चढविणे (३) गप्प ठोकणे (४) उधळून टाकणे (संपत्ति, तारुण्य)
ઉતારવું (स. क्रि.) – (१) उतरविणे (२) नकल करून घेणे (३) विष उतरविणे (४) परतीराला नेऊन सोडणे (५) वरून खाली काढणे
ઉથલાવવું (स. क्रि.) – (१) उलथणे (२) पदच्युत करणे (३) उलट्याचे पालटे करणे
ઉદ્યત (वि.) – (१) कष्टाळू (२) तयार, तत्पर
ઉદ્યમી (वि.) – (१) कष्टाळू (२) उद्योगी
ઉદ્ધત (वि.) – उद्धट
ઉંદર (पु.) – उंदीर
ઉપજાઉ (वि.) – सुपीक
ઉપર (अ.) – वर
 –વટણો (पु.) – (१) बत्ता (२) वरवंटा

ઉપરાન્ત (अ.) – (१) आणखी
(२) त्यावर, नंतर
ઉપરી – (१) (वि.) वरचा, वरिष्ठ
अधिकारी
ઉપલાણુ – (१) (वि.) वरचे, उंचावरचे
(२) (न.) वरची बाजू
ઉપલું (वि.) – वरील, उपयुक्त
ઉફરાંટું (वि.) – उफराटे, उलटे
ઉમદા(-દું) (वि.) – (१) थोर (२) श्रेष्ठ
ઉમેરવું (स. क्रि.) – (१) मिळविणे,
बेरीज करणे (२) एकत्र करणे
ઉશ્કેરવું (स. क्रि.) – (१) भडकावणे,
चिथावणे (२) (खोटी स्तुती
करून) चढविणे

## ઊ

ઊકળવું (अ. क्रि.) – (१) उकळणे
(२) संतापणे
ઊખળી (स्त्री.) – उखळी(-ळ)
ઊગવું (अ. क्रि.) – (१) उगवणे, अंकुर
येणे (२) उदय पावणे
ઊઘડવું (अ. क्रि.) – (१) उघडणे,
(२) खुलणे, प्रसन्न होणे
ઊઘડું (वि.) – (१) उघडे (२) स्पष्ट
ઊછળવું (अ. क्रि.) – (१) उसळणे
(२) आवेशात येणे
ઊજવવું (स. क्रि.) – (१) उद्यापन करणे
(२) साजरे करणे
ઊજળું (वि.) – (१) उजळ, पांढरे
(२) उच्चवर्णीय
ઊચકવું (स. क्रि.) – उचलणे
ઊંચું (वि.) – (१) उंच (२) श्रेष्ठ
ઊંચે (अ.) – उंचीवर, वरती
ઊંજવું (स. क्रि.) – दिव्यात तेल घालणे

ઊટકવું (स. क्रि.) – घासणे, उजळणे
ઊઠવું (अ. क्रि.) – (१) उठणे, उभे होणे
(२) जागे होणे
ઊડવું (अ. क्रि.) – उडणे
ઊણું (वि.) – अपुरे, उणे
ઊંટ (पु.) – उंट
ઊંડાણ (न.) – खोली, खोलपणा
ઊતરવું (अ. क्रि.) – उतरणे
ઊતળું (वि.) – उथळ
ઊધઈ (स्त्री.) – वाळवी
ઊધડ (वि.) – उक्ते
ઊનડ (वि.) – (१) उनाड (२) अंगचोर
ઊંધું (वि.) – (१) उलटे (२) पालथे
-ચત્તું (वि.) – (१) उलटेपालटे
(२) उलथेपालथे
ઊપજવું (अ. क्रि.) – (१) उपजणे
(२) मिळकत होणे
ઊપડવું (अ. क्रि.) – (१) निघणे, चालू
लागणे (२) (साथ इ.) उपटणे.
ઊબટ (वि.) – (१) कुबट (२) बेचव
ઊભડું (वि.) – चंग्यावर बसलेले
ઊભર (वि.) – (१) उंचेले (२) उमट
ઊભરાવું (अ. क्रि.) – (१) उतास येणे
(२) ओसंडणे
ઊભવું (अ. क्रि.) – (१) उभे राहणे
(२) थांबणे
ઊભું (वि.) – (१) उभे (२) थांबलेले
ઊલટું (वि.) – (१) उलटे (२) विपरीत

## એ

એ (सर्व.) – तो, ती, ते
એકઢાળિયું – (१) (वि.) – एकपाखी,
एकाच बाजूकडे उतरते छप्पर
असलेले (२) (न.) तसे घर

એકતરફી (वि.) – एकपक्षी, एका बाजूचे
એકતંત્ર (वि.) – (१) एकतंत्री (२) (न.) सर्वानुमती
એકથંભું (वि.) – एकखांबी
એકદમ (अ.) – (१) ताबडतोब (२) अगदी ('એકદમ' આંધળો)
એકધારું (वि.) – एकसमान
એકબીજું (सर्व.) – एकमेक, परस्पर
એકલ (वि.) – एकाकी, एकटे
-દોકલ (वि.) – एकाकी, एकटेदुकटे
-પેટું (वि.) – अप्पलपोटे
-વાયું (वि.) – (१) एकटे (२) निराश्रित
એકલું (वि.) – (१) एकटे (२) विभक्त किंवा स्वतंत्र
એકવચની (वि.) – एकवचनी
એકવડિયું (वि.) – नाजूक किंवा किडकिडीत बांध्याचे
એકવાર (अ.) – एकदा
એકસરખું (वि.) – एकसारखे, समान
એકહથ્થુ (वि.) – (१) एकहाती (२) एकतंत्री
એકાએક (अ.) – एकाएकी, अकस्मात
એકાદ(-દું) (वि.) – (१) एखादे (२) एखाददुसरे
એકાન્તરે (अ.) – एक आड करून
એકાકી (वि.) – (१) एकांडे (२) एकांतप्रिय
એટલું (वि.) – इतके
એટલે (अ.) – (१) म्हणून (२) म्हणजे
એટલામાં (अ.) – एवढ्यात, इतक्यात
ઍંટદાર (वि.) – ऐटदार
એઠું (वि.) – उष्टे
એડી (स्त्री.) – टाच
એદી (वि.) – आळशी, ऐदी
એન (वि.) – (१) खरे, अस्सल (२) (स्त्री. न.) शोभा, अब्रू
એબ (स्त्री.) – खोड, न्यून
એરણ (स्त्री.) – ऐरण
એલફેલ (वि.) – वेडेवाकडे, भलतेसलते
એવડું (वि.) – एवढे, या आकाराचे, इतके
એવું (वि.) – असे
-વામાં (अ.) – इतक्यात
એળે (अ.) – व्यर्थ, वाया

## ઓ

ઓગળવું (स. क्रि.) – (१) ओघळणे, पाघळणे. (२) वितळणे (३) शरीर सुकणे (४) विरघळणे
ઓચિંતું (वि.) – अचानक, अनपेक्षित
ઓછું (वि.) – (१) कमी (२) हलके
-વત્તું – कमीअधिक
ઓટલો (पु.) – सोपा
ઓઠ (पु.) – ओठ
ઓઠંગવું (स. क्रि.) – ओठंगणे, टेकणे
ઓડકાર – (पु.) ढेकर
ઓડવું (स. क्रि.) – (१) ओढणे (२) पुढे ठेवणे, रुजू करणे
ઓઢવું (स. क्रि.) – (१) पांघरून घेणे (२) अंग किंवा माथा झाकणे
ઓઢો (पु.) – आच्छादन
ઓતરાતું (वि.) – उत्तरेकडील
ઓતવું (स. क्रि.) – (ओतकामातील) ओतणे

ઓરડો (पु.) – मोठी खोली, दिवाणखाना
—વચલો – माजघर
ઓરત (स्त्री). – (१) स्त्री (२) बायको
ઓરપવું (स. क्रि.) – (१) ओरबाडणे (२) कुरतडणे
ઓરમાયું (वि.) – सावत्र
ઓરવવું (स. क्रि.) – (१) भिजवणे, ओले करणे (२) झाडून बाळत टाकणे
ઓરવું (स. क्रि.) – (१) वैरणे (जात्यात) (२) वैरणे (तांदूळ इ. शिजण्याकरिता)
ઓલવવું (स. क्रि.) – विझविणे
ઓલાદ (स्त्री.) – (१) संतती (२) वंश
ઓલાવું (अ. क्रि.) – मालविले जाणे (कर्मणी), विझणे
ઓલિયો (वि.) – अवलिया, भाबड्या-निखालस मनाचा
ઓલો (पु.) – वाईल (चुलीची)
ઓવાળવું (स. क्रि.) – ओवाळणे
ઓશિક(-ગ)ળ (वि.) – ओशाळें, मिंधे
ઓશિયાળ (वि.) – ओशाळा
ઓશીકું (न.) – उशी
ઓસરવું (अ. क्रि.) - (१) ओसरणे, मागे सरणे, उतरणे २ संकोच पावणे, लाजणे
ઓસવાવું (अ. क्रि.) – (१) अन्न शिजणे, उकडणे (२) कमी होणे (३) लाजणे
ઓસાન (न.) – अवसान, धीर
ઓહો (अ.) – ओहो (आश्चर्य)
ઓળખવું (स. क्रि.) – ओळखणे
ઓળખીતું (वि.) – ओळखीचे
ઓળંગવું (स. क्रि.) – ओलांडणे, उल्लंघणे

ક

કંઈ (सर्व.) – (१) काही (२) अमुक (३) अनेक
કંઈક (सर्व., वि.) – (१) (सर्व) काही ना काही (२) (वि.) थोडेसे
ક(-ડ)કડતું (वि.) – (१) उकळते (२) कडकडीत (कपडा, थंडी)
કકડો (पु.) – तुकडा
કંગાળ (वि.) – कंगाल, दरिद्री
કચકચિયું (वि.) – (१) भांडखोर (२) कटकट करणारे
કચડવું (स. क्रि.) – (१) चिरडणे (२) वाटणे
કચવાટિયું (वि.) – कटकटीचे
કચુંબર, કચુમર (न.) – कोशिंबीर
કજિયાખોર (वि.) – भांडखोर
કંજૂસ (वि.) – कंजूष, चिक्कू
કટોરી (स्त्री.) – वाटी
-રો (पु.) – मोठी वाटी
કઠણ (वि.) – कठिण, अवघड
કઠવું (अ. क्रि.) – (१) वेदना होणे, बोचणे (२) उकाडा होणे
કઠોળ (न.) – द्विदल धान्य
કડછી (स्त्री.) – पळी
કડપ (स्त्री.) – कडबा
કડવાશ (स्त्री.) – कडूपणा, कटुता
કડવું (वि.) – (१) कडू, तुरट (२) अप्रिय
કડાઈ (स्त्री.) – कढई
કઢવું – (१) (स. क्रि.) कढविणे (२) (अ. क्रि.) संतापणे
કઢંગું (वि.) – बेडौल, कुरूप
કઢી (स्त्री.) – कढी
કણસલું (न.) – कणीस

કંટલ – (१) (वि.) काटेरी (२) (न.) काटेरी झाड
કંઠ (पु.) – (१) गळा, घसा (२) गळ्यातून निघणारा सूर
કતરાતું (वि.) – तिरके
કથ્થાઈ (वि.) – करड्या (रंगाचे)
કદાચ (अ.) – (१) कदाचित (२) न जाणो
કનકવો (पु.) – पतंग
કનડવું (स. क्रि.) – त्रास देणे, छळणे
કપડું (न.) – वस्त्र, कपडा
કપડછાણ્યું (वि.) – वस्त्रगाळ
કપાસ (पु.) – कापूस
કપાસિયું (वि.) – कपाशीचे (शेत)
-યો (पु.) – सरकी (बी)
કપાળ(-લ) (न.) – कपाळ
કમાટ (न.) – कपाट
કબૂતર (न.) – कबूतर
કમ (वि.) – (१) कमी (२) वाईट
-જ્યાદે (वि.) – कमीजास्त
કમર (स्त्री). – कंबर
કમાડ (न.) – दार, कवाड
કમાવું (स. क्रि.) – कमावणे
કમી – (वि.) (१) कमी (२) (स्त्री.) कमतरता
કયું (सं.) – कोणते
કર (पु.) – कर
કરડકણું (वि.) – चावरे
કરડવું (स. क्रि.) – चावणे
કરતાં (अ.) – पेक्षा
કરમદો (पु.) – करवंद
કરમાવું (अ. क्रि.) – कोमेजणे
કરવત (स्त्री.) – करवत
કરવું (स. क्रि.) – करणे
કરાઈ (स्त्री.) – ऐदाण
કરોડ – (१) (वि.) कोटी (२) (स्त्री.) पृष्ठरज्जू, पाठीचा कणा
કરોળિયો (पु.) – कोळी
કલમ (स्त्री.) – लेखणी
કલાક (पु.) – तास
કલિંગડું (न.) – कलिंगड
કસરત (स्त्री.) – व्यायाम
કસવું (स. क्रि.) – (१) आवळणे (२) कसोटी घेणे
કંસાર (पु.) – कासार
કહેવું (स. क्रि.) – सांगणे
કળ (पु.) – गाळ, चिखल
કળ (स्त्री.) – (१) किल्ली किंवा चाप (यंत्राचा) (२) कळ, वेदना (३) युक्ती, करामत
કળથી (स्त्री.) – कुळीथ
કળશ (पु.) – (१) कळस (२) कळशी
કળી (स्त्री.) – कळी
કાકડી (स्त्री.) – (१) काकडी (२) काकडा (पेटविण्याचा)
કાકો / કાકા (पु.) – काका
કાકી (स्त्री.) – काकी
કાકીડો (पु.) – सरडा
કાગડો (पु.) – कावळा
કાગળ (पु.) – (१) कागद (२) पत्र
કાંકરો (पु.) – खडा
કાચરકૂચર (न.) – (१) किरकोळ खाद्यवस्तू (उदा० शेव-चुरमुरे इ.) (२) मोडक्यातोडक्या वस्तू
કાચું (वि.) – (१) कच्चे (२) बिन-अनुभवी
કાજે (अ.) – करिता, साठी

કાઢવું (स. क्रि.) – (१) काढणे (२) ओढून काढणे (३) रद्द करणे
કાણું (न.) – (१) छिद्र, भोक (२) (वि.) भोक असलेले (३) काणे
કાંડું (न.) – मनगट
કાતર (स्त्री.) – कात्री
કાતરવું (स. क्रि.) – कातरणे
કાંતવું (स. क्रि.) – कातणे
કાથો (पु.) – (१) कात (२) काथ्या
કાન (पु.) – कान
-નો ઢોળ (पु.) – कानाची पाळ
કાપવું (स. क्रि.) – (१) कापणे (२) कमी करणे
કાબરચીતરું (वि.) – चित्रविचित्र, रंगीबेरंगी
કામ (न.) – (१) काम (२) धंदा (३) उपयोग (४) कर्तव्य
-ગરું (वि.) – उद्योगी, कामसू
-ચોર (पु.) – अंगचोर
કામડી(-ડું) (वि.) – (१) कामसू (२) हाडकुळे
કામનું (वि.) – उपयोगाचे, कामाचे
કારણ (न.) – कारण
કારતક (पु.) – कार्तिक
કારીગર (पु.) – कारागीर
કારેલું (न.) – कारले
કાલવવું (स. क्रि.) – कालविणे
કાલાવાલા (पु. ब. व.) – गयावया
કાલે (अ.) – (१) उद्या (२) काल (आजच्या अगोदर)
કાવરુંબાવરું (वि.) – कावरेबावरे
કાંસકો (पु.) – कंगवा
કાળું (वि.) – काळे
કિંવા (अ.) – किंवा
કિસાન (पु.) – शेतकरी
કીડી (स्त्री.) – मुंगी
કુડતું (न.) – कुडते
કુમળું (न.) – कोवळे
કુલ (वि.) – एकूण, एकंदर
કુહાડી (स्त्री.) – कुऱ्हाड
કૂકડો (पु.) – कोंबडा
કૂકડે(-રે) કૂક કરવું – आरवणे (कोंबड्याचे)
કૂંચી (स्त्री.) – किल्ली
કૂટવું (स. क्रि.) – (१) कुटणे (२) मारणे, ठोकणे
કૂંડું (न.) – कुंड
કૂતરું (न.) – कुत्रे
કૂદવું (अ. क्रि.) – उडी मारणे
કૃશ (वि.) – कृश, अशक्त
કે (अ.) – (१) की (२) अथवा
કેટલાક (वि.) – कित्येक
કેટલું (वि.) – (१) किती (२) केवढे
કેફી (वि.) – मादक
કેમ (अ.) – (१) का (२) कसे
કેમે કરીને (अ.) – काय वाटेल ते करून, काही करून
કેરી (स्त्री.) – आंबा
-કાચી (स्त्री.) – कैरी
કેવડું (वि.) – केवढे
કેવું (वि.) – कसे, कशा प्रकारचे
કેસર (न.) – (१) केशर (२) फुलातील सुगंधी तंतू
કેળવવું (स. क्रि.) – (१) शिकविणे (२) संस्कारी करणे (३) जोपासून वाढविणे
કેળું (न.) – केळे
કોઈ (सर्व.) – कोणी

કોકમ (पु.) – कोकम, आमसूल
કોગળો (पु.) – चूळ
કોઠું (न.) – (१) कवठ (२) कवठी
કોણી (स्त्री.) – कोपर
કોતરવું (स. क्रि.) – कोरणे, कोतरणे
કોથમીર (स्त्री.) – कोथिंबीर
કોથળો (पु.) – पोते, गोण
કોદાળી (स्त्री.) – कुदळ
કોબી (स्त्री.) – कोबी (भाजी)
કોયલ (स्त्री.) – कोकिळा
કોરડો (पु.) – कोरडा, चाबूक
કોરું (न.) – (१) कोरे, (२) सुके
કોલસો (पु.) – कोळसा
કોવાવું (अ. क्रि.) – कुजणे, सडणे
કોશ – (१) (पु.) भंडार, खजीना,
संग्रह (२) (स्त्री.) ऐदाण
કોળું (न.) – (१) कोहाळा (२) भोपळा
કોળી (स्त्री.) – कोहाळ्याचा वेल
ક્યાં (अ.) – कोठे
ક્યાંય (अ.) – कुठेही
ક્યારે (अ.) – केव्हा
-ક (अ.) – केव्हा केव्हा

ખ

ખખળવું (अ. क्रि.) – कडकडणे, उकळणे
ખચ્ચર (न.) – खेचर
ખજૂર (न.) – खजूर
ખંજરી (स्त्री.) – खंजीरी (एक वाद्य)
ખટપટિયું (वि.) – खटपटी
ખડતલ (वि.) – सहनशील
ખડવું (स. क्रि.) – चोपडणे, लेप करणे
ખડિયો (पु.) – दौत
ખડું (वि.) – (१) उभे (२) सिद्ध, तत्पर
ખદેડવું (स. क्रि.) – तंगविणे, खेपा
घालायला लावणे
ખંતીલું (वि.) – चिकाटीचे
ખપનું (वि.) – उपयोगाचे, कामाचे
ખબર (स्त्री.) – बातमी
-પત્ર (न.) – बातमीपत्र
ખભો (पु.) – खांदा
ખમણી (स्त्री.) – किसणी
ખમીસ (न.) – सदरा
ખરચવું (स. क्रि.) – खर्च करणे, वापरणे
ખરબચડું (वि.) – खडबडीत
ખરીદવું (स. क्रि.) – खरेदी करणे
ખરું (वि.) – (१) खरे (२) पुरे
(उदा. (१) ખરી મજૂરીનું કામ,
(२) ખરા બપોર इ.)
ખરેખર (अ.) – खरोखर, खचित
ખલબત્તો (पु.) – खलबत्ता
ખસવું (अ. क्रि.) – मागे
(बाजूला) सरणे
ખસખસ (स्त्री.) – खसखस
ખસૂસ (अ.) – जरूर, खचित
ખાધરું (वि.) – हावरट
ખાખરો (पु.) – कडक पोळी, रोटी
ખાખર (पु.) – पळस
ખાટ (स्त्री.), -લો (पु.) – खाट
ખાડો (पु.) – (१) खड्डा
(२) खोट, नुकसान
ખાંડ (स्त्री.) – साखर
ખાંડવું (स. क्रि.) – कांडणे
ખાતર (न.) – खत
ખાનગી (वि.) – खाजगी, गुप्त
ખાનું (न.) – (१) खाना, कप्पा
(२) घराचा एक खंड
ખારું (वि.) – खारट

ખાલી (वि.) – रिकामे, खाली
ખાવું (स. क्रि.) – (१) खाणे (२) जेवणे
ખાસ (वि.) – (१) विशेष (२) स्वतःचे
ખિસકોલી (स्त्री.) – खार
ખીંટી } (स्त्री.) – खुंटी
ખૂંટી }
ખીર (स्त्री.) – खीर
ખીલવું (अ. क्रि.) – फुलणे, विकसणे
ખુરસી (स्त्री.) – खुर्ची
ખુલ્લું (वि.) – उघडे, स्पष्ट
ખૂંચવું (अ. क्रि.) – (१) खटकणे
(२) सलणे
ખૂટતું (वि.) – अपुरते
ખૂણો (पु.) – (१) कोपरा (२) कोण
ખૂંદવું (स. क्रि.) – तुडविणे
ખૂંધું (वि.) – कुबडे
ખૂબ (वि.) – पुष्कळ
ખૂબી (स्त्री.) – (१) वैशिष्ट्य (२) मर्म
(३) लज्जत
ખૂલવું (अ. क्रि.) – (१) उघडणे
(२) फुलणे
ખેંચવું (स. क्रि.) – (१) ओढणे, ताणणे
(२) आवळणे, तंग करणे
ખેડવું (स. क्रि.) – नांगरणे, मशागत
करणे
ખેડૂત (पु.) – शेतकरी
ખેત (१) (न.) – शेत
ખેર – (१) (स्त्री.) क्षेमकुशल
(२) (अ.) असो! हरकत नाही!
ખોટું – (१) (वि.) खोटे (२) वाईट
(३) (न.) अन्याय, हानी
ખોડ (स्त्री.) – (१) वाईट सवय, खोड,
(२) व्यंग (३) चूक
ખોદવું (स. क्रि.) – खोदणे, खणणे
ખોપરી (स्त्री.) – खोपडी, डोके, मेंदू
ખોલવું (स. क्रि.) – (१) उघडणे
(२) स्थापन करणे
ખોવું (स. क्रि.) – (१) गमावणे, हरवणे
(२) नुकसान होणे
ખોસવું (स. क्रि.) – खोचणे, घालणे
ખોળવું (स. क्रि.) – शोधणे, धुंडणे
ખોળિયું (न.) – (१) अभ्रा
(२) शरीर, कलेवर
ખોળો (पु.) – मांडी
ખ્યાલ (पु.) – कल्पना

## ગ

ગઈ કાલે (अ.) – काल
ગચ્ચ (अ.) (१) खचकन (२) आवळून
ગજવું (स. क्रि.) – मोजणे
ગજવું (न.) – खिसा
ગંજાવર (वि.) – जंगी, भव्य
ગતિ (स्त्री.) – (१) गती, वेग
(२) समजशक्ती
ગધેડું (न.) – गाढव
ગંધ (स्त्री.) – वास
ગભરાવું (अ. क्रि.) – घाबरणे, बावरणे
ગભરાવવું (स. क्रि.) – घाबरविणे,
भीती दाखविणे
ગભારો (पु.) – गाभारा
ગમવું (स. क्रि.) – आवडणे
ગમેતેમ (अ.) – वाटेल तसे, मनाला
येईल तसे
ગરદન (स्त्री.) – मान, गर्दन
ગરમ (वि.) – (१) गरम, ऊन्ह
(२) संतप्त
ગરોળી (स्त्री.) – पाल
ગર્વી, (-વું) (वि.) – गर्विष्ठ

